# સંયમ સામ્રાજ્ય.

લેખક
શ્રીયુત મણિલાલ ન. દોશી. બી. એ.
રતનપોળ-અમદાવાદ.

પ્રકાશક
શા. કોરશીભાઇ વીજપાળ.
રંગુન.

આવૃત્તિ ૧ લી.
સન ૧૯૨૮.

પ્રત ૫૦૦
કીંમત ૭ આના.



**આ લેખકનાં પુસ્તકો**

- પ્રભુમય જીવન.
- દિવ્ય જીવન.
- ઉચ્ચ જીવન.
- ગુરૂદર્શન.
- શ્રી બુદ્ધ ચરિત્ર.
- ચારિત્ર મંદિર.
- પ્રેમ અને સેવા.
- સખીને પત્રો.
- થિઓસોફી લેખમાળા

ઈત્યાદિ.

મુદ્રણ સ્થાન :
ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસ,
સલાપોસ રોડ—**અમદાવાદ**
મુદ્રક :
પરીખ દેવીદાસ છગનલાલ.

# અર્પણ.

**જાડેજા ઠાકોરશ્રી ચાંદાજી મેરામણજી.**

મુ. કચ્છ—આસંબીઆ (મોટા)

આપના હૃદયમાં આપની પ્રજાના કલ્યાણની ભાવના વર્તી રહી છે, અને આપ આપના હાથની નીચે મૂકાયેલા પ્રજાજનો સાથે ન્યાયનીતિથી વ્યવહાર ચલાવો છો, તેમજ પ્રજાની ઉન્નતિના કાર્યમાં લક્ષપૂર્વક ભાગ લો છો, એ આદિ આપના અનેક ગુણોથી આકર્ષાઇ શ્રીયુત મણિલાલભાઈ નથુભાઈ દોશી B. A. એ રચેલું "**સંયમ સામ્રાજ્ય**" નામનું અતિ બોધાત્મક અને ઉચ્ચ જીવન ગાળવાને પ્રેરતું પુસ્તક આપશ્રીને અર્પણ કરી આપના એક પ્રજાજન તરીકે મારો આપ પ્રત્યેનો ભકિતભાવ દર્શાવવાની આ તક હાથ ધરૂં છું.

રંગુન<br>
તા. ૧૧–૭–૧૯૨૯

લી. આજ્ઞાંકિત સેવક,<br>
**શા. કોરશી વીજપાળ.**

દરેક ઘરમાં અને લાયબ્રેરીમાં રાખવા લાયક ઉત્તમ પુસ્તક

# પ્રેમ અને સેવા.

લેખક:—**મણિલાલ ન. દોશી. બી, એ.**

જગત દુઃખી છે. શાથી દુઃખી છે? તેનું ખરૂં કારણ ધનનો અભાવ નહિ પણ ખરા પ્રેમનો અભાવ છે. જ્યાં ખરો પ્રેમ નથી, ત્યાં ખરી સેવા નથી. અત્યારે સેવા કરવાની ભાવના જગતમાં પ્રવર્તતી જાય છે. પણ તે સેવાની પાછળ સાચો પ્રેમ હોય તોજ સેવા થઇ શકે. આ પુસ્તકમાં પ્રેમ અને સેવાનું રહસ્ય બતાવવા ઉપરાંત માનુષી સ્નેહ. દિવ્ય પ્રેમ કેમ બને તે બતાવવામાં આવ્યું છે, તેમજ એક ભક્તે તેના માતુઃશ્રીને ૧૧ લખેલા પત્રો આપ્યા છે અને ઉચ્ચ જીવન ગાળવામાં વિચાર શો ભાગ ભજવે છે, તે બતાવવામાં આવ્યું છે. તેમાં નીચેના ૧૭ પ્રકરણો આપેલાં છે.



**કિંમત ૧ રૂપીયો.**

મળવાનું ઠેકાણું,

**વિશ્વપ્રકાશ ઑફિસ, રતનપોળ; અમદાવાદ.**

# પ્રસ્તાવના

આ નાના પુસ્તકમાં બે સિદ્ધાંતો મુખ્ય રીતે તરી આવે છે, એક આત્મસંયમ અને બીજો પ્રેમ, જો મનુષ્યે ખરી રીતે આગળ વધવું હોય તો તેણે બીજાઓની નિર્બળતાઓ-ખામીઓ તરફ બહુ જ ઉદાર ભાવથી-પ્રેમથી જોતાં શીખવું જોઈએ, કારણ કે બીજાઓની નિર્બળતાનો વિચાર કરવાથી પરને તેમજ પોતાને ઉભયને હાનિ થાય છે, વળી તે સાથે પોતાના સંબંધમાં તેણે બહુજ સખ્ત થવું જોઇએ. પોતાની નિર્બળતાઓ દૂર કરવાને કટિબદ્ધ થવું જોઇએ; અને તે સારૂ આત્મસંયમનો માર્ગ સ્વીકારવો જોઇએ; આ આત્મસંયમ કરવાને માટે એ જરૂરનું છે કે તેને પોતાની શક્તિમાં વિશ્વાસ હોવો જોઈએ. કારણ કે જ્યાં સુધી મનુષ્યને પોતાના દિવ્ય સામર્થ્યનો ખ્યાલ ન આવે ત્યાં સુધી તે કદાપિ પોતાની વાસનાઓ તથા મન ઉપર કાબુ મેળવી શકે નહિ.

જીવન યુદ્ધમાં વિજયી નીવડવાને, અને મનુષ્ય જીવનનું સાર્થક કરવાને આ પુસ્તકમાં આપેલી સૂચનાઓ સમજી તે પ્રમાણે વર્તવાને વાચકવર્ગને સવિનય વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ ૧૯૨૦ માં છપાઈ હતી, તેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવા માટે મારા પરમસ્નેહી મિત્ર શ્રીયુત કારશીભાઈનો આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનું છું,

રતનપોળ-અમદાવાદ.
તા. ૧૧ મી જુન ૧૯૨૯

**મણિલાલ ન. દોશી.**

# અનુક્રમણિકા.

# સંયમ સામ્રાજ્ય.

## પ્રકરણ ૧ લું.

## આંતર રાજ્ય.

આ વિશ્વમાં અમુક નિયમો પ્રવર્તી રહેલા છે. વળી આ જગતમા અમુક સાધનો આવેલાં છે, તેનો ઉપયોગ કરી મનુષ્ય કાંતો પોતાનો ઉદ્ધાર કરે છે અથવા તો પોતાનો વિનાશ કરે છે. પોતાનામા પોતાનું ભવિષ્ય રચવાનું કેટલું સામર્થ્ય છે, તેનો મનુષ્યને પોતાને પણ પુરો ખ્યાલ હોતો નથી. પણ તેણે એક મહાત્માના શબ્દો સ્મરણમાં રાખવા જોઇએ કે દરેક મનુષ્ય પોતાનો નિયામક છે. પોતાનાસુખદુઃખનો કર્તા પણ પોતે છે અને પોતાના જીવનનો, શુભ-અશુભ ફળનો નિયંતા પણ પોતે જ છે*

જ્યારે મનુષ્ય જીવનયુદ્ધમાં નિષ્ફળ નીવડે છે, ત્યારે સામાન્ય રીતે તે કહે છે કે "પ્રભુએ મને જેવો બનાવ્યો તેવો હું બન્યો છું." પણ જ્યારે તે વિજય પ્રાપ્ત કરે છે, ત્યારે તે સગર્વ નિવેદન કરે છે કે મેં પોતેજ આ કામ કર્યું. પોતાનો પરમમિત્ર કે કટ્ટોશત્રુ પોતેજ છે. મનુષ્ય નિર્બળ બને છે ત્યારે તે સંયોગોને આધિન વર્તે છે, અને સબળ બનતાં તે સંયોગોને સ્વાધિન બનાવે છે. પોતે સંયોગોનો સેવક બનશે કે સ્વામી, તેનો બધો આધાર પોતાના પર છે.

---

* Each man is his own absolute law-giver the dispenser of glory or gloom to himself, the decreer of his life, reward or punishment.

મનુષ્ય અત્યારની પોતાની સ્થિતિ ઉપરથી મોટો નથી, પણ તેનામાં મહત્ત્વની અનેક શકિતઓ ગુપ્ત રહેલી છે. જ્યાં સુધી પોતાનામાં અપ્રકટ રહેલી ભવ્યતાનો મનુષ્યને ખ્યાલ આવતો નથી અને જ્યાંસુધી પોતાનો વ્યક્તિ તરીકે શો અધિકાર છે, તેનો અનુભવ થતો નથી, ત્યાં સુધી તે અંધારામાં ફાંફાં માર્યા કરે છે. જેવી રીતે ધર્મના સંસ્થાપકો, પવિત્ર મહાત્માઓ અને સંતો, પર્વતો પર કે જંગલોમાં કે એકાંત ગુફાઓમાં જઈ ધ્યાન કરતા હતા, તેવી રીતે આધ્યાત્મિક જીવનનો અનુભવ કરવાને, અને તે દ્વારા જીવનયુદ્ધને સારૂ જોઇતું બળ મેળવવાને મનુષ્યે પોતાના હૃદયમંદિરમાં થોડો સમય પણ પ્રવેશ કરવો જોઇએ. વ્યક્તિ તરીકે પોતાના દિવ્યસામર્થ્યનો તેણે સાક્ષાત્કાર કરવો જોઇએ, અને તે દ્વારા મનને પવિત્ર અને સબળ બનાવીને તેણે જીવન વ્યવહારના પ્રસંગોની સામે થવું જોઇએ.

'હું પામર કીડો છું અને ધૂળમાંથી ઉદ્‌ભવેલો હું ધૂળમાં રગદોળાઇ જઇશ' એવી ભાવનાનો ત્યાગ કરી મનુષ્યે સર્વથા એવો વિચાર કરવો કે "હું એક પરમ સામર્થ્યવાન્ આત્મા છું અને તેના વિકાસ અને વૃદ્ધિને કાંઇ મર્યાદા નથી." મનુષ્યો અજ્ઞાનથી એમ માનતા દેખાય છે કે હું શરીર છું અને મારે આત્મા છે, પણ આ એક મોટી અને ગંભીર ભૂલ છે. વસ્તુતઃ આપણે આત્મા છીએ, અને આપણને ભિન્ન ભિન્ન શરીરો મળેલા છે, જેમને કેળવી, સંયમમાં લાવી આંતર રાજ્યના આપણે ભોકતા થવા સરજાયેલા છીએ. ઇતિહાસમાં મળી આવતાં મોટાં મોટાં દષ્ટાંતોમાં બતાવવામાં આવેલો આત્મસંયમ અને ગૃહકાર્યના દરરોજના બનાવોમાં બનાવાતો આત્મસંયમ બન્ને એકજ સ્વરૂપના છે. ભેદ માત્ર પ્રમાણનો છે. આવો આત્મસંયમ મનુષ્ય મેળવી પોતાના આંતરનો રાજા બની શકે, પણ તેને વાસ્તે તેણે કીંમત આપવા તૈયાર રહેવું જોઇએ.

દુનિયાની પ્રગતિના ઇતિહાસમાં દરેક પગથિયું સંયમદ્વારાજ ચઢાય છે. મનુષ્યો જ્યારે અમુક વસ્તુનું રહસ્ય સમજે છે, અર્થાત્ તે વસ્તુ ઉપર ખરો સંયમ મેળવે છે, ત્યારે તે વસ્તુ ઉપર પોતે રાજ્ય ચલવી શકે છે. કેટલાક જમાના સુધી મનુષ્યોએ આકાશમાંની વિદ્યુત્ તરફ દૃષ્ટિ કર્યા કરી, પણ તેનું રહસ્ય સમજાયું નહિ, ત્યાં સુધી લોકો વિદ્યુત્‌ને જોઈ ભય પામતા હતા, પણ અત્યારે વિદ્યુત્‌ને વિજળી રૂપે મનુષ્યો સમજવા લાગ્યા. તેને એક શક્તિ રૂપે તેઓ પીછાણી શકયા. અને વિજળી ઉપર મનુષ્યો અત્યારે રાજ્ય કરી શકે છે. અત્યારે વિજળીના પંખા, વિજળીના દીવા, વિજળીથી ચાલતા યંત્રો જગતમાં મશહુર છે. આ બધું વિજળી ઉપર મેળવેલા સંયમનું પરિણામ છે. પણ આ બધા કરતાં પણ આત્મસંયમ અથવા આંતર્ રાજ્ય એ મોટામાં મોટો સંયમ છે.

જીવનના દરેક પ્રસંગે મનુષ્ય કાંતો રાજા તરીકે રહે કે ગુલામ તરીકે વર્તે. જે સમયે તે ખોટી વાસનાને, માનસિક નિર્બળતાને વશ થાય છે, કોઇ પણ અમુક સંયોગ યા સ્થિતિ જોઇ નિરાશ બની જાય છે, તે સમયે તે પોતાનો દિવ્ય હક્ક ભૂલી ગુલામ બને છે. પણ જેટલા પ્રમાણમાં પોતાનામાં રહેલી નિર્બળતા પર જય મેળવે છે, અને પોતાનાં પાપ અને મૂર્ખતાથી મુક્ત થઇ વિશુદ્ધ જીવન ગાળવાનો પ્રયત્ન કરે છે, તે પ્રમાણમાં તે રાજા બને છે, અને જ્ઞાનદ્વારા પોતાના સ્વભાવ પર રાજ્ય ચલવે છે. મહાન્ સીકંદરે આખા જગત્‌નું રાજ્ય મેળવ્યું; પણ તે પોતાના ઉપર રાજ્ય મેળવી શકયો નહિ; દુનિયાનો રાજા હોવા છતાં તે પોતાના વિકારોનો ગુલામ હતો. કવિ ભારવિ કિરાતાર્જુનીયમાં લખે છે કેઃ—

"મનની અંદર ઉત્પન્ન થતા દુષ્ટ વિકારો રૂપી શત્રુઓ અતિ દુર્જન છે, તેમની સાથે વીરતાથી લડવું જોઇએ. જે તેમનાપર જય મેળવે છે, તે ત્રિભુવનનો વિજેતા છે."

દુનિયાના ધનાઢ્ય મનુષ્યોને જોઈ લોકો ઈર્ષ્યા કરે છે અને તેમની દોલત પોતાની હોય તો કેવું સારૂં, એવો મન સાથે વિચાર કરે છે. કેટલીક વાર તે મેળવવાની ઈચ્છાથી નહી પણ તે હોય તો ઠીક, એવો અનિશ્ચિત વિચાર તેમના મનમાં ઉદ્‌ભવે છે, પણ કેટલીક વાર તો લોકો પ્રભુને ઠપકો આપતા જણાય છે કે આ વિશ્વમાં સમૃદ્ધિનો વિભાગ યોગ્ય રીતે થયો નથી, અને છેવટે તેઓ પોતાની દુઃખમય સ્થિતિમાં બીજો કોઇ પણ ઉપાય નહિ જડવાથી તે નભાવી લે છે.

મનુષ્યોએ બીજાના વિજયની ઈર્ષ્યા કરવાને બદલે જે માર્ગે તે વિજય તેણે મેળવ્યો, તે માર્ગ પ્રમાણે ચાલવાને કટિબદ્ધ થવું જોઇએ.

**સેં**ડોનું અતિભવ્ય શરીરબળ જોઈ આપણને ઘણીવાર આશ્ચર્ય થાય છે, પણ આપણે ભૂલી જઇએ છીએ કે તે જ્યારે નાનો બાળક હતો, ત્યારે તે એટલો નિર્બળ હતો કે તેના સ્વજનોએ તેની જીવનઆશા તજી દીધી હતી. એક વખત જ્યારે તે દશ વર્ષની વયનો હતો, ત્યારે તેના પિતા સાથે રોમનું સંગ્રહસ્થાન જોવા ગયો હતો. ત્યાં પ્રાચીન રોમન લોકોનાં ઘણા મોટા કદનાં બાવલાં જોઇને તેણે પોતાના પિતાને પૃછ્યું “ બાપા! આવા રોમન લોક ક્યાં વસતા હશે?” તેના પિતાએ પ્રત્યુત્તર આપ્યો “ ભાઈ! અસલમાં રોમન લોકો આવા કદાવર શરીરના હતા, પણ હાલમાં તો ભાગ્યે જ કોઈનું શરીર આટલું મોટું હશે.” સેંડો જે અત્યારે ઘણા નાજુક બાંધાનો હતો, તેણે મનમાં વિચાર કર્યો–કહો કે પ્રતિજ્ઞા કરી કે મારે પણ આવા મજબૂત શરીરવાળા થવું. આ પ્રતિજ્ઞા કરી તેણે શરીરબંધારણ અને શરીરના અવયવોની રચના વગેરેનો વિજ્ઞાન શાસ્ત્રની દૃષ્ટિએ અભ્યાસ કર્યો, અને શરીર કેળવવા માંડયું જેના પરિણામે તે અત્યારે આખી દુનિયામાં પોતાના શરીરના કૌવત વાસ્તે પ્રસિદ્ધ છે. આ આત્મસંયમ નહિ તો બીજું શું?

**સેંટ પોલ** એ પ્રથમ **તારસ**નો નિર્બળ **સોલ** નામનો મનુષ્ય હતો, પણ આંતર રાજ્યનો અનુભવ કરવાથી તે ખ્રીસ્તી ધર્મનો એક પ્રસિદ્ધ ધર્મગુરૂ થયો.

વાલ્મીકિ પ્રારંભમાં એક લુંટારા હતા, પણ તેજ શ્રીરામના પરમ ભક્ત થઈ આદ્યકવિ બની રામાયણના પ્રણેતા થયા.

મનુષ્યોએ શારીરિક, માનસિક, નૈતિક અને આધ્યાત્મિક દુર્બલતાનો વિનાશ કરી આત્મસંયમ દ્વારા કેવી રીતે પોતાની ગુપ્ત શક્તિઓ પ્રકટ કરી, એનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે આપણને પણ લાગ્યા વિના રહેતું નથી કે આપણે પણ પુરૂષાર્થ કરી આપણી અંદરની દુર્બલતાઓ પર પ્રથમ જય મેળવી શકીએ.

દરેક મનુષ્ય આંતર રાજ્ય પ્રાપ્ત કરી શકે, પણ તેને વાસ્તે કીંમત આપવા તેણે તત્પર રહેવું જોઇએ. તમે તે કીંમત હફ્તે હફ્તે ભરો તો પણ કુદરત તેનો સ્વીકાર કરશે, પણ જ્યાં સુધી પૂરી કીંમત ભરાઈ ન રહે, ત્યાં સુધી ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થવી અસંભવિત છે. મનુષ્ય તેની કીંમત આપવાનો આરંભ તો અત્યારથી પણ કરી શકે. કુદરત તે તે રકમનો સંગ્રહ કરે છે, અને તમારે નામે તે જમે કરે છે. જ્યારે યોગ્ય વખત આવે છે, ત્યારે તમારી તે જમે કરેલી રકમ ઘણી મદદગાર થાય છે.

કુદરત તમારી આપેલી દરેક વસ્તુનો સંચય કરે છે. તમારે બધી કીંમત એકદમ આપી દેવી જોઇએ, એવી આશા કુદરત રાખતી નથી. માટે આ આંતર રાજ્યરૂપી વસ્તુ ખરીદવાને આપણે અત્યારથી થોડીથોડી રકમ કુદરત પાસે જમે કરાવવી જોઇએ.

મનુષ્ય એક પળે શુદ્ધ જીવન ગાળવાનો નિશ્ચય કરે, અને બીજી જ પળે તે નિશ્ચયનો ભંગ કરે તો તેથી ખરી પ્રગતિ થઈ શકે નહિ. આપણા હાથનો એક સ્નાયુ નિર્બળ બની ગયો હોય, તો દરરોજ આપણે તેને સબળ બનાવવાને ધીમી ધીમી કસરત આપીએ તો ઘણા સમય પછી તે સબળ થઈ શકે છે. આપણી નૈતિક ઉન્નતિમાં પણ આપણે તે રીતનો આશ્રય લઈ શકીએ. આપણને પ્રતિકૂળ લાગતા પ્રસંગોમાં જ આપણી ખરી.ઉન્નતિ થાય છે. આ કસરત

ઘણી નાની નાની બાબતોમાં કરવાની હોય, પણ આપણે તે કેવી રીતે કરીએ છીએ તેનાપર આપણા વિકાસનો આધાર છે. આપણને બહુ આનંદ આપનારી ચોપડીનું ઘણું જ લાગણી ઉત્પન્ન કરનારૂં પાનું આવે, તે વખતે તે ચોપડી બંધ કરી દેવી; જાગતાં વારજ પથારીમાંથી એકદમ ઉઠી જવું; શરીરને ગાડીમાં બેસવાની રુચિ હોય તેવે વખતે ગાડીમાં નહિ બેસતાં ચાલતા જવું; આપણને અપ્રિય લાગતા મનુષ્ય સાથે વાત કરવી, અને તે વાતને રુચિકર બનાવવી; થાળીમાં પીરસાયેલી વસ્તુઓમાંથી આપણને અતિપ્રિય લાગતી એક વસ્તુ નહિ ખાવી; આ બધી બાબતો જાતે બહુ મહત્ત્વની નથી, પણ આ રીતે વર્તવાથી મનુષ્યનો નૈતિક સ્વભાવ કેળવાઇને સંયમમાં આવે છે.+

નાની નાની બાબતોમાં જે આત્મસંયમ મેળવે છે, તેજ મોટી મોટી બાબતોમાં આત્મસંયમ રાખી શકે. પોતાના કવચમાં–બખ્તરમાં છિદ્ર ક્યાં છે, પોતાના નૈતિક સ્વભાવમાં નિર્બળતા ક્યાં છે ?–તેનો ખ્યાલ લાવવો જોઇએ, અને તે નિર્બળતાપર સંયમ આવે એવા ઉપાયો યોજવા તેણે કમર કસવી જોઇએ. સ્વાર્થ, મિથ્યા ગર્વ, નિર્બળતા, ઉદાસી, ઉગ્ર સ્વભાવ, આલસ્ય, ચિંતા, ભટકતું મન, અથવા ઉદ્દેશ વગરનું જીવન–આ બધામાંથી કયો અથવા કયા દોષો પોતાનામાં છે ? બધા દુર્ગુણોને એકદમ વશ કરવાનું કામ હાથ ધરવું નહિ, કારણ કે મનુષ્ય એકદમ બધા શત્રુઓ સામે થઈ શકે પણ નહિ અને આઘાત-પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે તેનાપર એટલો બધો પ્રત્યાઘાત થાય કે તે પોતાનો પુરૂષાર્થ સર્વથા તજી દે. તેણે ભૂતકાળની ભૂલો વાસ્તે પશ્ચાત્તાપ કર્યા વિના અથવા તો ભવિષ્યની ચિંતા કરી પોતાનું બળ ગુમાવ્યા વિના, તેજ દિવસને વાસ્તે તે જીવતો હોય, અને તેનું બધું ભવિષ્ય તે દિવસના તેના કાર્યપર આધાર

---

+ જૈન ધર્મમાં આપેલા ચૌદ નિયમોનો હેતુ પણ મનુષ્યને ધીમે ધીમે આત્મસંયમના માર્ગ ભણી લઈ જવાનો છે.

રાખતું હોય તેવી રીતે તેને પોતાની નિર્બળતાને વશ કરવા મથવું જોઈએ. આવી રીતે પ્રયત્ન કરનાર જરૂર તે દુર્ગુણ પર જય મેળવી શકશે. પછી તેણે બીજો દુર્ગુણ લેઈ તે પર જય મેળવવા મથવું જોઇએ. આવી રીતે પોતાના હલકા વિકારો અને માનસિક તેમજ નૈતિક નિર્બળતાપર સંયમ મેળવનાર આંતર રાજ્યનો માલીક છે. અને તેવો મનુષ્ય સઘળાં ભુવનોપર રાજ્ય ચલાવી શકે તો તેમાં આશ્ચર્ય શું ?

## પ્રકરણ ૨ જું.

# જીભનાં પાપ.

તમે દરરોજ કેટલાં પાપ કરો છો તેનો તમને ખ્યાલ છે? જેનો તમને ખ્યાલ પણ ન આવે તેવાં કેટલાં પાપ તમારે હાથે દરરોજ થવા પામે છે, તેનો કદી તમે વિચાર કર્યો છે? તોપથી અથવા બંદૂકથી મનુષ્યો એક બીજાનો નાશ કરે છે, તે આપણને ખબર છે, પણ જીભ રૂપી તોપ જે અનંતગણો કાળોકેર વર્તાવે છે, તે કોણ કલ્પી શકે છે? તોપને તો એકલીને કામ કરવાનું હોય છે, પણ મનુષ્યની જીભ તો હજારો સાધનો વડે હજારો પ્રપંચો વડે એવાં તો શોક અને દુઃખનાં બીજ રોપે છે કે જેના ફળની ગણત્રી કરવાને ઇશ્વિર પણ કદાચ થાકી જાય. તોપથી થયેલું નુકશાન થોડા વખતનું અને દેખીતું છે, પણ મનુષ્યની જીભે કરેલો અનર્થ ઘણાં વર્ષોનાં વર્ષો સુધી ટકે છે, અને તેમાંથી હજારો પ્રકારની અનર્થપરંપરા નીપજે છે.

નિર્દયતા, ક્રોધ, ઈર્ષ્યા, દ્વેષ, કડવાં વચનો, સખ્ત ટીકા, ગપ્પાં, ચાડી, પરનિંદા, આ સર્વ જીભના અવગુણો છે. ચોરી અને ખુન

એ મોટા અપરાધ છે, પણ કોઈ પણ પ્રજામાં ચોરી અને ખુનને લીધે જે શોક તથા દુઃખ પ્રસરે છે, તે જીભથી ઉત્પન્ન થતા અપરાધની સાથે સરખાવતાં કાંઈ પણ હિસાબમાં નથી. એક ત્રાજવામાં બધા ફોજદારી ગુન્હાઓ મૂકો, અને બીજા ત્રાજવામાં જીભની કડવાશથી ઉત્પન્ન થતાં પાપો મૂકો તો તમારી ખાત્રી થશે કે જીભનાં પાપોનું ત્રાજવું ઘણું જ નમી જશે. તોપ એ તો શરીરનો નાશ કરે છે. પણ જીભ તો મનુષ્યની આબરૂ અને ચારિત્રપ્રતિષ્ઠાનો નાશ કરે છે, અને એક વાર ચારિત્ર પ્રતિષ્ઠાની હાનિ થતાં સકળ જીવન દુઃખમય, કલેશમય અને મૃત્યુ સમાન થઈ જાય છે.

ચોર અથવા ખુનીને હાથે આપણામાંના ઘણા થોડાને આડકતરી રીતે પણ દુઃખ ભોગવવું પડ્યું હશે, પણ કોઈ મિત્ર ગાફેલીથી બોલેલા એક શબ્દથી અથવા તો કોઈ શત્રુએ ઉચ્ચારેલા નિર્દય શબ્દની અસરથી કોણ મુક્ત છે? તમે ગમે તેવું શુદ્ધ, પવિત્ર, નિષ્કલંક અને સત્યમય જીવન ગાળો, છતાં અદેખાઈ, અને નિંદાની આંખ તેમાંથી પણ દૂષણ શોધી તમને હલકા પાડવા પ્રયત્ન કર્યા વિના રહેશે નહિ. કોઈના વર્તન ઉપર મુકાએલા આક્ષેપો, તિરસ્કાર ઉપજાવે તેવાં આળ, અર્ધ જુઠાં તહોમતો, અતિશયોક્તિથી દર્શાવવામાં આવેલા કોઈના નજીવા દોષો—આ બધા કીડાઓ સમાજના જીવનરૂપી હૃદયને અંદરથી કોતરી ખાય છે. આવું કામ કરનારા એવી તો ખાનગી રીતે કોઈના સામે જુઠા આરોપ ફેલાવે છે, તથા તેમનાં તીર એવાં ઝેરી બનાવે છે કે તેમનાથી થતું નુકશાન કલ્પી શકાય તેમ પણ નથી. બહારથી આ કામ એવું નજીવું લાગે છે કે કોઈ તેપર લક્ષ ન આપે. આ પરનિંદાનો દોષ એટલો બધો વધી પડે છે, અને તેથી તેની સામટી અસર એટલી બધી વધી પડે છે, કે તેનો વિચાર કરતાં પણ કંપારી છુટે છે. સિંહને મારવો એ કામ સહેલું છે, પણ એક નાના પ્લેગના જંતુનો નાશ કરવો એ કામ કઠિન છે, કારણ કે તે દેખાતો નથી, છતાં તે બહુજ ભારે નુકશાન કરે

છે. તેજ રીતે તમારે મુખે બોલાએલો કોઇનો દોષ નજીવો લાગવા છતાં કલ્પી પણ ન શકાય તેવો અનર્થ ઉપજાવે છે. આ રીતે અનેક સમાજોમાં, અનેક મંડળોમાં અને અનેક મિત્રોમાં કલેશનાં બીજ રોપાયાં છે. પરનિંદા એ એક ચેપી રોગ છે, છતાં મનુષ્યો તેના પાશામાં સપડાય છે, અને જાણતાં અજાણતાં અનેકને તે દુર્ગુણના પાશમાં ખેંચે છે.

લંડનમાં થોડા સમય થયાં પરનિંદાના દુર્ગુણને સમજનારા કેટલાક વિવેકી પુરૂષોએ એક મંડળ સ્થાપ્યું છે, જેનું નામ તેઓએ "પરનિંદા અટકાવનાર મંડળ" એવું આપ્યું છે. તેનો ઉદ્દેશ એ છે કે આ મંડળના સભાસદોએ પારકાની નિંદા અને બદબોઈ અટકાવવાને પોતાનું સઘળું બળ વાપરવું, કારણ કે, ખોટાં આળ–તહોમતનાં માઠાં પરિણામ એટલાં બધાં નિપજે છે કે, જેનો ખ્યાલ લાવવો પણ કઠણ છે.

ખોટાં આળ કોઇને માથે મુકવાં, અથવા કોઈના સહજ દોષને મોટું ગંભીર રૂપ આપી તેની ચારિત્રપતિષ્ઠાને હાનિ પહોંચાડવી, અથવા તો કોઇનો આશય સમજ્યા સિવાય તેના આશયની તુલના બાંધવી અને તે દર્શાવવી આ સર્વ જીભના દોષ છે. આનું પરિણામ ટુંકેથી પતતું નથી. જે મનુષ્ય પારકાની નિંદાનો એક પણ શબ્દ ઉચ્ચારે છે તે મનુષ્ય આ જગતમાં નૈતિક ચેપી રોગ ફેલાવનારા મંડળનો સભાસદ છે. કુદરત તેને તરત જ શિક્ષા કરે છે. તેનાં જ્ઞાનચક્ષુ ઉપર પડળ આવી જાય છે. તે જ્યાં ત્યાં કાળી બાજુ જ જુએ છે. જગતમાં રહેલી શુદ્ધતા, પવિત્રતા અથવા માધુર્ય તેની નજરે પડતાં નથી. તેનામાંથી ઉદારતા તો હમેશને માટે ચાલી જાય છે. તેનું માનસિક દષ્ટિબિન્દુ એવું તો બદલાઈ જાય છે કે તે દરેક બનાવને–દરેક કાર્યને ઘણા જ ખરાબ આશયથી કરવામાં આવેલું ધારે છે. જેમ કાગડો જગતના સુંદર પદાર્થોનો ત્યાગ કરી વિષ્ટા ઉપર આવી બેસે છે અને તેમાં જ હર્ષ માને છે, તેમ આ પરદોષશોધક

પુરૂષ પણ બીજાના અનેક સદ્‌ગુણો તરફ દૃષ્ટિ માત્ર પણ ન કરતાં તેનામાં રહેલા અવગુણને જ જુએ છે. તેની દૃષ્ટિ તેપર તરત જ દોડે છે. તેની આસપાસનું વાતાવરણ જ એવું દોષમય થયેલું હોવાથી દોષ શોધવો એ તેને મન સ્વાભાવિક કાર્ય થઈ પડે છે.

કોઈ પ્રુફશીટ વાંચનાર મનુષ્ય હોય છે, તે વાક્યોમાં રહેલી સુંદરતા જોતો નથી, તે ઉચ્ચ વિચારો ભણી લક્ષ દોરવતો નથી, લખાણની ઉત્તમ શૈલી અને ભાષા તેનું મન આકર્ષતાં નથી. પણ કયો અક્ષર બરાબર ઉઠેલો નથી, પૂર્ણવિરામનું ચિન્હ ક્યાં મૂકવામાં આવ્યું નથી, અથવા કયા શબ્દો છુટા પડેલા છે વિગેરે દોષો શોધવાનું જ તેનું કામ હોય છે. તેજ રીતે પરનિંદાને ફેલાવનારા પરદોષશોધક પુરૂષો સામા મનુષ્યના જીવનની અનેક ખુબીઓ તેમજ સદ્‌ગુણો તરફ દૃષ્ટિ નહિ કરતાં તે મનુષ્યમાં દેખાતા એક અવગુણને, માંખી ચાંદા પર બેસે તેમ, વળગે છે, અને તે અવગુણને જોઈને બેસી ન રહેતાં તે વાત સાંભળનારા મિત્રોની શોધમાં જ હોય છે. તેવા મિત્રો મળતાં વગર પૂછયે આ મનુષ્ય પોતે નવી કરેલી શોધ લલકારીને કહે છે; તેમાં મીઠું મરચું ભભરાવવું અથવા તે વાત અતિશયોક્તિથી કહેવી એમાં દૂષણ મનાતું નથી. પછી તેના જેવા જ તેના મિત્રો તે વાત તેમના પ્રસંગમાં આવતા બીજા મનુષ્યોને જણાવે છે. અને આ રીતે કોઈ મનુષ્યનો એકાદ અવગુણ એક ગંભીરરૂપ ધારણ કરે છે; અને તે મનુષ્ય આખા જગતમાં પાપીમાં પાપી હોય એમ ઘણા લોકોના મનમાં ઠસી જાય છે. આ અવગુણના પાશથી તમે અને હું એક મુક્ત નથી, એનો કાંઈ ખ્યાલ આવે છે ? આ નજીવા લાગતા પણ પરિણામે અતિ ભયંકર અવગુણથી કેટલાં ઓશીકાં આંસુથી ભીનાં થયાં હશે, કેટલાનાં જીવન હંમેશને માટે દુઃખમય બન્યાં હશે. કેટલા મનુષ્યોએ પ્રતિષ્ઠા હાનિ થવા કરતાં આપઘાતને પસંદ કર્યો હશે, અને કેટલા પુરૂષો મુખેથી એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના ઝુરી ઝુરીને મર્યા હશે !

 

બ્હેનો અને બંધુઓ આ અવગુણના માઠા પરિણામનો કાંઈ ખ્યાલ હવે યાદ આવે છે? જો આવતો હોય તો આજથી તે અવગુણને તમારા હૃદયમાંથી હમેશને માટે દેશવટો આપો.

એક મનુષ્ય તદ્દન પવિત્ર અને પ્રમાણિક જીવન ગાળે છે. પોતાને ઈષ્ટ લાગતી વસ્તુ મેળવવાને ન્યાય નીતિથી અને પોતાના પૂર્ણ સામર્થ્યથી જીવન યુદ્ધમાં ઝંપલાવે છે અને તે વસ્તુ મેળવવાની તે તૈયારીમાં હોય છે. તેવામાં તે વિષે તદ્દન ખોટો આરોપ જનસમાજમાં ફેલાવા પામે છે. તેની બધી આશા નિષ્ફળ જાય છે અને તે યુવાન છતાં હવે વૃદ્ધ બની જાય છે. જીવન તેને વાસ્તે નીરસ બની જાય છે, અને તે હવે પોતાનું જીવન મહા મુશીબતે દુઃખમાં ગાળી અંધારામાંને અંધારામાં મરી જાય છે. આવું પરિણામ લાવનારા અને તે ખોટો આરોપ ફેલાવનારા વિષે શું ધારવું? છતાં તમે કે હું પણ તે આરોપ ફેલાવનારામાંના ક્યાંય એક ન હોઈએ?! બ્હેનો અને બંધુઓ! વિચારો અને આ દોષને તમારા જીગરમાંથી ઉખેડી કાઢો.

પારકી નિંદામાં એક પ્રકારનો રસ પડે છે; તે રસ શું સૂચવે છે? તે જણાવે છે કે જે બાબતની તમે નિંદા કરો છો તે અવગુણથી તમે મુક્ત નથી. જેઓ સુંદર છે, તેઓ જ સુંદરતાની કદર બુઝી શકે છે; તેમ જ જેઓ પ્રમાણિક છે, ધર્મિષ્ઠ છે, ન્યાયી છે, ને સદાચારી છે, તેઓ જ—અને ફક્ત તેઓ જ—બીજાઓમાં રહેલા આ સદ્‌ગુણોની ખૂબી સમજે છે, અને જોતાં વાર તેની પરીક્ષા પણ કરી શકે છે.

અસાવધપણાથી અથવા ગાફેલીથી બોલાયેલા થોડા શબ્દો, આંખનો ઈસારો, ખભાનો મરોડ, કાનમાં મારેલી ફુંક આ દોષો નજીવા લાગતા છતાં બેહદ અનર્થના કારણભૂત થાય છે. જ્યાં પ્રથમ મ્હોં મલકાતું હતું ત્યાં હવે કટાક્ષ જ નજરે પડે છે, અને આ બધું શા કારણથી થવા પામ્યું તે ન સમજનાર મનુષ્ય આશ્ચર્યમાં ગરકાવ થાય છે અને તેના દુઃખની અવધિ હોતી નથી.

આ પરનિંદા ફેલાવવાના સાધન તરીકે વર્તમાનપત્રો પણ ઘણો અગત્યનો ભાગ ભજવે છે. આ સ્થળે આપણે વર્તમાનપત્રના ફાયદાઓ ભૂલી જવા જોઈતા નથી. કારણ કે તેનો દોષ શોધવા જતાં તેનામાં રહેલા અસંખ્ય લાભને એક ક્ષણવાર પણ વિસરવા નહિ. વર્તમાનપત્ર એ એક જીભ નથી પણ સેંકડો હજારો અને લાખો જીભો છે. અને જેટલા કાન તે વર્તમાનપત્ર સાંભળે તેને તે બદઓઇની વાત ફેલાવનાર હજાર મુખવાળું રાક્ષસી પ્રાણી સંભળાવે છે. ગીધ પક્ષી દૂરથી સડી ગયેલા પ્રાણીના શરીરને જોઈ તે તરફ ધસે છે. તેમ ગરમાગરમના શોખીન વાંચનારાઓને વાસ્તે કોલમો ભરનારાઓ પરદોષનાં કાર્યોને જગતની દૃષ્ટિએ ખુલ્લાં મુકી તેમાં હર્ષ માને છે. દરેક બાબતમાં ખરી વાતની જરૂર જોઈતી નથી. તેઓની કલ્પનાશક્તિ એવી તો ફળદ્રુપ હોય છે કે એક નજીવા બનાવને ગમે તેવા કદરૂપમાં ચિતરવાને તેઓ તૈયાર જ હોય છે. વાંચનારાઓ તે વાંચે છે, ચર્ચે છે, અતિશયોક્તિના સાથીઆ પુરે છે, અનીતિનું આબેહુબ ચિત્ર મન આગળ કલ્પે છે.

કોઈ ધનવાન્ મનુષ્ય કોઈ સારા કામ સારૂ ભારે સખાવત જાહેર કરે છે. છાપાવાળા કહેશે કે તે તો પોતાની કીર્તિને સારૂ કરે છે, અથવા તે રાવબહાદુર કે ખાનબહાદુરનો ખીતાબ મેળવવાને તેણે આ સખાવત કરી છે. જો કોઈ ધનવાન પુરૂષ પરોપકારી કાર્યમાં પૈસા ન ખરચે તો છાપાવાળા કહેવાને તૈયાર છે કે “એતો કંજુસ છે. કયે દિવસે એણે પૈસા ખર્ચ્યા છે કે આ કામમાં ખર્ચે ?”

જે લોકોને પારકાં દૂષણ જ શોધવાં છે, તેમને મન એવો એક પણ સદ્‌ગુણ નથી કે જેને મનુષ્યનું દોષ શોધતું મન અવગુણ રૂપે ન કલ્પી શકે. આ સંબંધમાં કવિ ભર્તૃહરિનું વાક્ય યાદ આવે છે કેઃ—

**जाड्यं हीमति गण्यते, व्रतरुचौ दम्भः शुचौ कैतवम्**
**शुरे निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनि ।**

**तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे**
**तत्को नाम गुणो भवेत्सगुणिनां यो दुर्जनैर्नाङ्कितः ॥**

'શરમાળ મનુષ્યને જડ બુદ્ધિવાળો ગણવામાં આવે છે; વ્રતમાં રૂચિવાળાને દંભી ગણવામાં આવે છે; પવિત્રતાને કપટ ગણવામાં આવે છે; શૂરવીરને નિર્દય કહેવામાં આવે છે; મુનિને બુદ્ધિ વગરનો માનવામાં આવે છે; પ્રિય બોલનારને દીન-ગરીબ માનવામાં આવે છે; તેજસ્વી મનુષ્યને અભિમાની ગણવામાં આવે છે; છટાદાર ભાષણ કરનારને બહુબોલો માનવામાં આવે છે; જે સ્થિર હોય છે તેને અશક્તિમાન્ માનવામાં આવે છે; એવો ગુણી મનુષ્યનો એક પણ ગુણ નથી કે જેને દુર્ગુણી મનુષ્યો દોષ રૂપે ન ઠરાવે.'

જે મનુષ્ય બીજાઓ કરતાં આગળ વધે છે, તેણે આવાં ખોટાં આળ અને તહોમતો રૂપી તીરો ખમવાને તત્પર રહેવું જોઇએ. આ બાબતમાં એક ચેતવણીની જરૂર છે. જ્યારે કોઇની નિંદા બહુજ થતી આપણે સાંભળીએ છીએ, ત્યારે આપણે પણ એમ માનવાને દોરાવાઇએ છીએ કે જ્યારે આટલો બધો ધુમાડો નિકળે છે ત્યારે કાંઇક સ્હેજ પણ અગ્નિ હોવો જોઇએ. પણ આમ માનવું તે ભૂલ છે. કેવળ તે ઇર્ષ્યાનો જ અગ્નિ હોય, અને તેને પરદોષશોધકોએ ફેલાવેલી વાતોરૂપી પવનથી બળ મળ્યું હોય, અને તેમાંથી કોઈની ચારિત્રપ્રતિષ્ઠાને હાનિ ઉપજે તેવો ધુમાડો નીકળતો પણ હોય. માટે અગ્નિ કયા કારણથી ઉત્પન્ન થવા પામ્યો છે, તે જ્યાંસુધી જાણવામાં ન આવે ત્યાં સુધી ધુમાડા ઉપરથી અગ્નિનું અનુમાન કરી કોઇને દોષવાન્ બનાવવાના તદ્દન અધમ કામથી દરેક સુજ્ઞ મનુષ્યે દૂર રહેવું જોઇએ. તમારી જાતને જેની નિષ્કારણ નિંદા થઇ હોય તેની સ્થિતિમાં મૂકો અને સઘળું રહસ્ય આપો આપ સમજાઇ જશે. આ પ્રકરણ સંપૂર્ણ કરતાં એમ જણાવવાનું કે પરનિંદારૂપ આ વિકાળ ભૂતને છાંયે પણ નહિં જતાં સર્વત્ર સદ્દગુણને શોધો અને તમે પણ સમય જતાં સદ્દગુણના વાતાવરણમાં ઉછરી સદ્દગુણમય બનશો.

## પ્રકરણ ૩ જું

# ફરજની ધુંસરી અને પ્રેમનું પ્રાબલ્ય

Allow not the sense of duty to throw you off the balance or damp your spirits. Remember that all duty is after all imposed on you by yourself. Take to your work, not as a plodding labourer but like a noble Prince. Never approach a task in scared spirit.

**Swami Ram Tirtha M. A.**

મનુષ્યો, મારે અમુક ફરજ બજાવવી છે, એમ કહી ફરજની ધુંસરી હેઠળ દબાતા ચંપાતા માલૂમ પડે છે. ફરજને–તેઓ દેવા તરીકે ગણે છે. જે દેવું આપ્યા વિના છૂટકો નથી. તેઓની ગાડી ફરજના પાટાપર ચાલ્યા કરે છે. ફરજના વિચારથી તેઓ જકડાઇ ગયા હોય એમ લાગે છે. પણ પ્રેમ એ અલૌકિક વસ્તુ છે. પ્રેમ અને ફરજ એ બન્નેના સ્વરૂપમાં આકાશ પાતાળ જેટલો ભેદ જણાય છે. પ્રેમ એ સ્વાભાવિક રીતે જમીનમાંથી સ્ફુરી નીકળતા પાણીના ઝરણા જેવો છે. અને ફરજ એતો યંત્રની મદદથી કુવામાંથી ઉપર ખેંચી કાઢેલા પાણી જેવી છે. ફરજ એ જરૂરની છે, પણ અંતે કેવળફરજના ધુંસરી નીચે ગરદન મૂકી કામ કરતો મનુષ્ય મહત્ત્વનું કામ બહુજ થોડું કરી શકે છે.

બળતા વહાણના તૂટક ઉપર પિતાની આજ્ઞાથી ફરજ તરીકે ઉભો રહી બળી જનાર છોકરાની–કેસેબીએન્કાની–અતિશય પ્રશંસા કરવામાં આવે છે, અને બીજા વિદ્યાર્થીઓને અનુકરણ કરવા માટે તેનું દૃષ્ટાંત આગળ ધરવામાં આવે છે. તે છોકરો વસ્તુતઃ ફરજના

ખોટા ખ્યાલને લીધે મરણ પામ્યો હતો. તે પોતાના કાર્યની બધી જોખમદારી બીજા મનુષ્ય–પોતાના પિતા–ઉપર નાખવા તૈયાર હતો. આખા વ્હાણને આગ લાગી તે અણીને વખતે પણ પોતાની મેળે માર્ગ કાપવાને બદલે બીજા કોઈની સૂચનાની આશા રાખી ઉભો હતો. તેનો ભોગ નકામો ગયો. તેણે નિરર્થક મનુષ્ય જીવનને ગુમાવી દીધું. તેથી તેને પોતાને કે તેના પિતાને કે તે વ્હાણને કે તેના દેશને કોઇને પણ લાભ થયો નહિ.

એક આગબોટનો નાખોદા તેને બચાવવા સઘળા પ્રયત્ન કર્યા પછી, પોતાની જીંદગી બચાવી શકે એવી સ્થિતિમાં હોય છતાં તે ડુબતી આગબોટની સાથે સમુદ્રમાં ડુબે છે, તે ફરજના ખોટા ખ્યાલનો ભોગ થાય છે, એમ કહેવામાં કાંઈપણ દોષ નથી. તે પોતાના ઘેર રહેતાં સ્વજનોને ભૂલી જાય છે. તે કાંતો તપાસ કરનારી કમિટીના ભયથી તેમ કરે છે, અથવા તો બહાદૂર હોઈ ફરજના તેણે માની લીધેલા ખોટા ખ્યાલથી દોરાઈ આ કામ કરે છે. રૂઢીએ એમ મનાવ્યું કે આગબોટ ડુબે એટલે નાખોદાએ પણ સાથે ડુબવું જોઇએ. આ રૂઢી એ ફરજની ખોટી ધુંસરી નહિ તો બીજું શું ? લેખકો અને ઇતિહાસકારો આપણને જણાવે છે કે રોમના લડાયક વીરો અત્યંત ધીરજવાળા હતા. પોમ્પીનું શહેર જ્વાળામુખીના રસથી બળી ગયું. તે શહેરને ખોદી કાઢતાં તેમાંથી એક રોમન લડાયક વીરનું કલેવર મળી આવ્યું હતું. જે પોતાની ફરજ બજાવતો શહેરના દ્વાર આગળ તેના શરીરપર જ્વાળામુખી પર્વતનો રસ ફરી વળ્યો ત્યાંસુધી ઉભો રહ્યો હતો; અને તેના હાથમાં તરવાર લટકતી હતી. તેના ત્યાં ઉભા રહેવાથી તેને પોતાને કે તેના શહેરને કાંઈ પણ લાભ નહોતો; જે વખતે જ્વાળામુખીનો રસ સમીપ આવે તે અગાઉ તેણે તે સ્થાન છોડવું જોઈતું હતું, પણ ફરજના ખોટા ખ્યાલથી ભરમાઇ તે ત્યાંનો ત્યાં ઉભો રહ્યો અને મરણને શરણ થયો.

જે મનુષ્ય ખરા પ્રેમથી–પ્રભુને ખાતર અને મનુષ્યજાતિનું કલ્યાણ કરવાની બુદ્ધિથી એક કલાક પણ સેવા કરે છે તે, ફરજની ધુંસરી નીચે કર્મ કરનારા તે રેમન વીરો કરતાં પણ ઘણું ઉચ્ચ, ઘણું ઉમદા અને ઘણું ઉપયોગી કામ કરે છે. લોકો રૂઢીના ગુલામ છે. તેઓ અમુક કામને ફરજ ગણી કરે છે; પણ તે કામ પ્રત્યે જોઇતો પ્રેમ તેમનામાં હોતો નથી. તેઓ આકારોને વળગી રહે છે, પણ તે આકારો પાછળ રહેલા ચૈતન્યને જોતા નથી. તેઓએ શબ્દોને બાઝવામાં તે શબ્દોનું રહસ્ય ગુમાવ્યું છે.

તમે ઐતિહાસિક બનાવોનું બરાબર પૃથક્કરણ કરો તો તમને જણાશે કે જ્યાં ખરેખરૂં ઉમદા કામ થયું હતું ત્યાં તે ફરજ ઉપરાંત એક બીજું તત્ત્વ વિદ્યમાન હતું તે તત્ત્વ તે પ્રેમ છે. પ્રેમથી જ્યાં કર્તવ્ય બજાવાય છે, ત્યાં તે કામ દિવ્ય સ્વરૂપ ધારણ કરે છે. સાઠ વર્ષ પર જ્યારે એક વહાણ દરિયાના મોજાથી તૂટી ગયું હતું, તે વખતે તુટેલા વહાણ પરના મનુષ્યોને બચાવવાને અંધારી રાત્રે તોફાની દરિયામાં પોતાને ઝંપલાવનાર વીરબાળા ગ્રેઇસ ડાર્લિંગે આ કામ કેવળ ફરજથી દોરાઇ કર્યું ન હતું, પણ મનુષ્યજાતિ તરફના પ્રેમને લીધે તેણે આવું સાહસ ખેડી તેમનો પ્રાણ બચાવ્યો હતો. તેના હૃદયમાં શૂરવીરને છાજે તેવું ધૈર્ય હતું. અને તેની સાથે દિલસોજી અને દયાના દૈવી ગુણો સ્ફુરી રહ્યા હતા.

ફરજની ધુંસરી નીચે કામ કઠણ લાગે છે, પ્રેમ તેજ કામને સરલ બનાવે છે. પ્રેમભાવનાથી પ્રેરાઈ મનુષ્યો સારાં કામ કરી શકે છે, તેટલાં ફરજના વિચારથી થઇ શકતાં નથી. **કર્તવ્ય એ શરીર છે અને પ્રેમ તેનો આત્મા છે.** પ્રેમને લીધે બધાં કર્તવ્યો ઉમદા બની જાય છે, બધી જોખમદારીઓ આનંદરૂપ લાગે છે.

એક કારીગર બારનો ડંકો વાગતાં, જાણે વીજળીનો ચમકારો થયો હોય તેમ, પોતાના ઓજાર મૂકી દે છે; તે પોતાની ફરજ બરાબર બજાવતો હોય, પણ તે ફરજ કરતાં કાંઈ વધારે કરતો નથી.

જે મનુષ્યે કેવળ ફરજ બજાવી છે, તેણે જીવનમાં ખરો મહાવિજય પ્રાપ્ત કર્યો નથી, અને મરણ માટે પણ જોઈતી તૈયારી કરી નથી. તેણે ફરજતો બજાવીજ જોઈએ. પણ તે ઉપરાંત તેણે કાંઇ વિશેષ કરવું જોઇએ; જો તે પોતાની ફરજોમાં પ્રેમનું તત્ત્વ ઉમેરે તો તેણે કાંઇ વિશેષ કર્યું છે એમ કહી શકાય.

એક બાળક માંદું પડયું હોય અને તેની આયા આખી રાત તેની તપાસ કરતી પાસે બેસી રહે, તો તે આયાએ પોતાની ફરજ બજાવી છે, એમાં કાંઈ સંદેહ નથી. પણ માતાને મન તો મરણની સાથે યુદ્ધ કરતા તે બાળકની સંભાળ કદાપિ ફરજરૂપ લાગતી નથી. તે માતાના દરેક કામ ઉપર પ્રેમનો ઝભો નાખેલો હોવાથી તેણે પોતાની ફરજ બજાવી એમ કહેવું તે માતાનું અપમાન કરવા બરાબર છે.

જ્યારે કોઇનો છોકરો મોટી ઉમરનો થતાં આડે માર્ગે જાય છે, ત્યારે માબાપ કહે કે "અમેતો અમારી ફરજ બજાવી છે" અર્થાત તે છોકરો ખરાબ નીકળ્યો તેમાં તેમનો વાંક નથી. છોકરાને ખોરાક આપે, ઘરમાં રાખે, વસ્ત્ર આપે અને ભણાવે એટલે માબાપની ફરજ પૂરી થઇ એમ તેઓ માને છે. એક બોર્ડિંગ કે અનાથાશ્રમ પણ આટલું તો કરે છે. તે છોકરાને ખરી જરૂર માતપિતાના ઉમળકા ભર્યા પ્રેમની છે. તેને માતપિતાની દિલસોજી, ઉપદેશ અને વિશ્વાસની જરૂર હતી. માતપિતા તો નિરંતર આશ્રયસ્થાન રૂપ હોવાં જોઈએ. અમે અમારી ફરજ બજાવી છે, એવું માતપિતાનું કથન એતો આ નવા યુગની બલીહારી છે.

દરેક ધર્મ મનુષ્યજાતિ તરફના પ્રેમને પ્રાધાન્યપદ આપે છે, પણ તેના અનુયાયીઓ રૂઢીના ગુલામ બન્યા છે, અને પ્રેમને ભુલી ગયા છે.

એક મોટી સંસ્થા સ્થાપવાને એક અતિ ધનાઢ્ય મનુષ્ય લાખ કે દશલાખ રૂપીઆ આપે છે, અને તે સંસ્થામાં પોતાના હિસ્સા તરીકે એક વિધવા એક કે બે રૂપીઆ આપે છે, તે વિધવાનું નામ

વર્તમાન પત્રોમાં પ્રકટ પણ થતું નથી, છતાં તેણે આપેલી તે નાની રકમ ધનાઢ્યના લાખ રૂપીઆ કરતાં કાંઇ ઉતરે તેમ નથી. તે વિધવાએ ખરા પ્રેમથી તે રકમનો ભોગ આપ્યો હતો, અને ફરજ કે નામ કરતાં પણ પ્રેમ ચઢી જાય છે. સુદામા જ્યારે શ્રીકૃષ્ણને મળવા ગયા ત્યારે તેમની પાસે કૃષ્ણ ભગવાનની આગળ ભેટ મૂકવા ચીંથરે બાંધેલા એક મુઠી ચોખા હતા; પણ તે ભેટ પ્રેમપૂર્વકની હતી, અને તેથી તે ભેટ પ્રેમ વગરની લાખો રૂપીઆની ભેટો કરતાં ચઢી જાય તેવી હતી. આપણા માનસિક નૈતિક બંધારણમાં મળી આવતી નિર્બળતા દૂર કરવાને, ખરૂં બળ પ્રાપ્ત કરવાને અને જગત તરફની તેમજ આપણા પોતા તરફની ફરજો બજાવવાને આપણે આપણા મુદ્રા લેખ તરીકે 'ફરજ' નહિ પણ 'પ્રેમ' ને ગણવો જોઇએ.

જ્યાં સુધી મનુષ્ય ફરજની ખાતર સત્ય બોલે છે, અથવા પ્રમાણિકપણે વર્તે છે, ત્યાંસુધી તે માર્ગથી પતિત થવાનો તેને ભય છે, પણ જ્યારે મનુષ્યને સત્ય અને પ્રમાણિકપણાપર ખરી પ્રીતિ જાગે છે, ત્યારે તેનામાં એટલું બધું બળ આવે છે કે તે કોઈપણ જાતનો જ્ઞાનપૂર્વક પ્રયત્ન કર્યા વિના પણ સ્વાભાવિક રીતે તે માર્ગે ચાલ્યા કરે છે અને જગતમાં ઘણાં મોટાં કામો કરી શકે છે.

જો આપણા હૃદયમાં જગતનું ભલું કરવાની ખરી ઈચ્છા હોય તો આપણે મનુષ્ય જાતિ તરફ પ્રેમ રાખવો જોઈએ, અને જગતમાં મળી આવતા અનેક નાના મોટા ભેદો છતાં તે પાછળ રહેલી એકતાને સમજવી જોઈએ. જ્યાં એકતા સમજાઈ, ત્યાં ખરો ભ્રાતૃભાવ જાગ્રત થશે. ભ્રાતૃભાવ જાગ્રત થતાં ઈર્ષ્યા, દ્રોહ, અપ્રિય શબ્દો, પરનિંદા, બીજાના આશયો સંબંધી ખોટા અભિપ્રાયો–આ સર્વ વાદળીઓ પ્રેમના સૂર્ય આગળ અદૃષ્ય થઈ જશે. પોતાની ફરજો બજાવવાને પોતે માથે લીધેલાં કાર્યો કરવાને કોઈ ના પાડતું

નથી તે તો કરવાંજ જોઇએ, પણ જ્યારે તે ફરજો એક યંત્રની માફક જીવન વગર બજાવવામાં આવે છે, ત્યારે શ્રમ તો તેટલો પડે છે; પણ કામ નિર્માલ્ય થાય છે, એટલુંજ નહિ પણ તે દ્વારા ખીલવવા યોગ્ય અનેક સદ્દગુણો ખીલી શકતા નથી. બધા સદ્દગુ-ણોનું મૂળ પ્રેમ હોવાથી તે ફરજો જો પ્રેમપૂર્વક બજાવવામાં આવે, તે વેઠરૂપે નહિ, પણ ખરા ઉત્સાહથી–ખરા ઉલ્લાસથી કરવામાં આવે તો જીવનની મોટી મુશીબતો સરલ થશે અને જીવન તદ્દન આનંદમય થશે, અને અનેક સદ્દગુણોરૂપી સુપુષ્પો આપણી જીવન વાડીમાં ઉગશે; તે વખતે આપણી ડોક કર્તવ્યની ધુંસરીમાંથી છુટી થશે, અને પ્રેમની પુષ્પમાળા ધારણ કરશે.

## પ્રકરણ ૪ થું.

# ખરી ઉદારતા.

આપણે આ જમાનામાં ઉદારતાના દૃષ્ટાંત દિન પ્રતિદિન સાંભ-ળીએ છીએ. અમુક મનુષ્યે હૅાસ્પીટલ બંધાવવા વાસ્તે ૫૦૦૦૦ રૂપીઆ આપ્યા, અથવા તો અમુક શેઠે કેળવણી ફંડમાં ૨૦૦૦૦ રૂપીઆ આપ્યા, આવા સમાચાર સાંભળતાં આપણને ઉદારતાનો કાંઇક ખ્યાલ આવે છે. ઉદારતાનો આ એક માર્ગ છે. અને તે પણ ઉત્તમ છે, છતાં હર વખતે વસ્ત્ર, ખોરાક કે ધન આપવામાં જ ઉદારતાનો સમાવેશ થતો નથી. ખરી ઉદારતા એ કાંઈ અલૌ-કિક વસ્તુ છે.

ઉદાર કાર્ય એ ઉદાર ભાવનું બાહ્ય સ્વરૂપ હોવું જોઈએ અને તે સ્વાભાવિક રીતે જ હૃદયમાંથી વહેવું જોઇએ.

મનુષ્યજાતિ પ્રતિનો પ્રેમ આ ઉદારતાનું રૂપ ધારણ કરે છે અને તેથી ખરો ઉદાર મનુષ્ય લોકોનું બાહ્ય દુઃખ દુર કરીને જ બેસી રહેતો નથી; પણ જે કારણથી તે દુઃખની ઉત્પત્તિ થઇ હોય તે કારણને દૂર કરવા મથે છે કે ફરીથી તે મનુષ્યને તેવા પ્રકારનું દુઃખ અનુભવવાનો પ્રસંગ ન આવે. જ્યાં ખરી ઉદારતા છે, ત્યાંજ આટલા પ્રયાસનો સંભવ છે, બાકી કોઇ દુઃખીને દેખી તેની તરફ બે પૈસા ફેંકવા એ કામને તો ઉદારભાવ વિનાના મનુષ્યો પણ લોકલજ્જાએ કરે છે.

ખરો ઉદાર મનુષ્ય બીજાની ખામીઓ, બીજાના અવગુણો અને બીજાના દોષો તરફ નજર કરતો નથી. આ ખામીઓ, અવગુણો અને દોષો ઉપાધિ આશ્રયી રહેલાં છે; પણ ઉપાધિની પાછળ આત્મજ્યોતિ સંપૂર્ણ પવિત્રતાના તેજથી ઝળકી રહી છે. આ અપૂર્ણ જગતમાં દરેક વસ્તુ પૂર્ણતા તરફ જવા પ્રયત્ન કરી રહી છે, પણ જ્યાં સુધી પૂર્ણતા સંપાદન ન થાય ત્યાં સુધી અપૂર્ણતા નજરે પડે તો તેમાં આશ્ચર્ય શું? જે સ્થળે હલવો બને છે, તે સ્થળે તમે જાઓ, અને ત્યાં કેવી રીતે નોકર વર્ગ ખાંડની ચાસણીને પગ તળે કચરે છે, અને તેમનાં શરીરમાંથી નીકળતા પરસેવાના બિંદુઓ તે ચાસ્નેમાં કેવી રીતે પડે છે, એ સઘળું તમે જુઓ તો તે ચીજ તમને ખાવી પણ ન ગમે, છતાં તમે હલવો આનંદથી ખાઓ છો. પૂર્ણતા પ્રાપ્ત કરતાં પહેલાં ઘણી અપૂર્ણ સ્થિતિઓમાં થઇને દરેક વસ્તુ તેમજ મનુષ્યને પસાર થવાનું હોય છે. ખરો ઉદાર મનુષ્ય જીવને ઉન્નતિ તરફ ધીમે ધીમે પ્રયાસ કરતો જુએ છે, અને ઉપાધિ પાછળ રહેલું દિવ્યતત્ત્વ તે જોઈ શકે છે, અને તેથી બીજાના દોષો દરગુજર કરે છે.

એક સાડાચાર વર્ષનું બાળક ચાર વર્ષના બાળક કરતાં પોતાને વધારે મોટું માને છે. હું બે આંગળ ઉંચો છું, એમ કહી પોતાની સરસાઈ બતાવવા પ્રયત્ન કરે છે, પણ મોટા મનુષ્યની

અપેક્ષાએ તો આ બંને બાળકો છે. તેજ રીતે સ્હેજ જ્ઞાન મળતાં, સ્હેજ સત્તા મળતાં, સ્હેજ ગુણમાં આગળ વધતાં, આપણે પોતાને બીજાઓ કરતાં અધિક સત્તાવાન અને અધિક ગુણી માનીએ છીએ, પણ જે મહાન પુરૂષો છે, મહાત્માઓ છે, જીવન્મુક્તો છે, તેમની અપેક્ષાએ આપણે સર્વ બાળકો છીએ. ઉદાર પુરૂષ આ સર્વ જોઈ શકે છે, પોતાના અવગુણો સમજે છે અને તેથી બીજાના અવગુણોને ક્ષન્તવ્ય ગણી તે તરફ દૃષ્ટિ નહિ દોરતાં બીજાઓમાં પ્રકટ થયેલાં થોડા પણ ગુણો જોઇ હૃદયમાં આનંદ માને છે, પ્રમોદ ધારણ કરે છે.

મહત્ત્વનું શું છે, અને બીનમહત્ત્વનું શું છે, આ બે તત્ત્વો વચ્ચે આપણે ભેદ પાડવો જોઇએ. ઘણાખરા જગતના કલેશો બીન મહત્ત્વની બાબતોમાં જ થાય છે; કારણ કે ખરૂં મહત્ત્વ શેમાં રહેલું છે તેનો કોઈ રતિ માત્ર પણ વિચાર કરતું નથી. જે સીધી રીતે ઉન્નતિને સહાયકારક છે, તે મહત્ત્વનું છે અને જે ઉન્નતિમાં ઘણે લાંબે સમયે અને ઘણીજ આડકતરી રીતે સ્હેજ મદદગાર થાય તે બિન મહત્ત્વનું છે.

ખરો ઉદાર પુરૂષ સામાન્ય મનુષ્યજાતિના હિતને આ કામ હિતકારી થશે કે નહિ, એ વિચાર મનમાં રાખી દરેક કાર્યને તપાસે છે, અને તેને ખરો મહત્ત્વનો સવાલ લાગે તેને વાસ્તે ખડકની માફક અચળ ઉભો રહે છે, પણ જ્યાં બાહ્યક્રિયાઓના અથવા રૂઢીના એવા સવાલો આવે છે, ત્યાં પોતાના વિચારો સત્ય સ્વરૂપમાં જાહેર કરે છે, પણ તેમને વાસ્તે આગ્રહ કરતો નથી. કારણ કે કોઈ ઉભા ઉભા પ્રભુની પ્રાર્થના કરે, અને કોઈ બેઠા બેઠા કરે, પણ જ્યાં સુધી તે બન્ને જણ પ્રભુની પ્રાર્થના કરે છે, ત્યાં સુધી તેઓ કઇ રીતે તે કરે છે તે બીનમહત્ત્વનું છે. પ્રાર્થના કરવી એ બાબતમાં તે અચળ રહે છે, પણ કેવી રીતે તે કરવી તેની બાબતમાં ખરો ઉદાર

પુરૂષ તદ્દન નિરાગ્રહી બને છે. પોતાનાથી તદ્દન જૂદી રીતે વર્તતા મનુષ્યોના આશય તરફ તે ઉદાર નજર રાખે છે, અને તેથી તે સર્વ સાથે મૈત્રીભાવ રાખી શકે છે.

મનુષ્યની ઉદારતા તેનાં નાનાં કામો પરથી જણાઈ આવે છે. આ જીવન જ નાના નાના બનાવોનું બનેલું છે, અને તેથી કોઈ પણ મનુષ્યની ઉદારતાની કસોટી તેના દરરોજના જીવન વ્યવહાર ઉપરથી સારી રીતે થઈ શકે છે. તે પોતાના નોકર વર્ગ તથા આશ્રિત જન પ્રતિ કેવી રીતે વર્તે છે; તે જીવનના દુઃખો કેવા સ્વભાવથી સહન કરે છે; જે કામમાં તેને કાંઈ પણ લાભ ન મળવાનો હોય તે કામ તે કેવા ઉત્સાહથી કરે છે, અથવા તો બીજાઓ સાથેની લેવડદેવડમાં તે કેવી ન્યાય નીતિથી વર્તે છે-આવી આવી બાબતોમાં જ તેની ઉદારતા કે ઉદારતાની ખામી જણાઈ આવે છે.

જીંદગીમાં એવા કેટલાએક પ્રસંગો આવે છે કે જ્યારે કાયર પુરૂષો પણ વીરનો પાઠ ભજવે છે. અને એક મહાન પુરૂષને છાજે તેવાં ઉમદા કામો કરે છે; પણ તે ઉપરથી તે ખરો ઉદાર કે મહાન છે એમ માનવામાં ભુલ થાય છે, પણ જેનો જગતના લોકોને કદાપિ ખ્યાલ પણ ન આવે તેવી પોતાની ઉચ્ચ ભાવના (Ideal)ને જગતમાં અનુભવવાને કોઈ જાણે નહિ તેમ, કોઈની પ્રશંસાની દરકાર વિના કામ કર્યે જવું એમાંજ ખરી ઉદારતા છે.

The earth's bravest truest herocs,
Fight wirh an inward foe;
And win a victory grander,
Than you or I can kuow.

જગતના ખરા અને બહાદુર વીરો આંતર શત્રુ સાથે લડે છે, અને તમે કે હું જાણી શકીએ તેના કરતાં પણ મોટો વિજય મેળવે છે. દરેક પળે તેમને કૃપણતાની, સ્વાર્થની અને અનુદારતાની પ્રબળ

વૃત્તિ સામે લડવાનું હોય છે. ઉદાર પુરૂષ આ હલકી વૃત્તિ ઉપર જય મેળવે છે, અને ઉદારતાના દાખલારૂપ બને છે.

એક મોચીએ એક નાના બાળકને સારૂ એક બુટની જોડ બનાવી. જ્યારે તે જોડ તૈયાર થઈ ત્યારે તે હાથમાં લેઈ તપાસવા લાગ્યો. તપાસતાં તેને લાગ્યું કે આ બુટમાં ચામડું કઠણ છે, અને તે બિચારા નાના બાળકના કુંમળા પગને હેરાન કરશે. આ વખતે તેની સ્વાર્થી વૃત્તિએ કહ્યું; "ચલાવી લે; કયાં તે જોવા બેઠો છે ? વળી ફરીથી નવું ચામડું લેઈ મહેનત શા સારૂ કરવી!"

પણ તે વૃત્તિ ઉપર જય મેળવતાં ઉદારતાએ તેને જણાવ્યું કે "થોડી તકલીફ અને નુકશાન વેઠી લે, પણ બિચારા બાળકના કુમળા પગને શા સારૂ ઈજામાં નાખે છે!" આજ ખરો ઉદાર પુરૂષ; અને આનું નામ તે ખરી ઉદારતા અને આજ ઈશ્વરનો ભક્ત!

જે ફેરફાર કરવાનો છે, તે આંતર સ્વભાવનો છે. હૃદયના ભાવ બદલવાની આવશ્યકતા છે. ખરો ઉદાર પુરૂષ ગમે તે સ્થિતિમાં હોય, છતાં પોતાની ઉદારવૃત્તિ અનુસાર તે સ્થિતિ તથા સંજોગોમાં વર્તે છે. તે કીર્તિની લાલસા વિના પોતાનું કામ કર્યે જાય છે, પણ જેમ કસ્તુરીની ગંધને વાસ્તે સોગન ખાવાની જરૂર નથી, તે તો પોતાની મેળે જ મ્હેંકે છે, તેજ રીતે ખરી ઉદારતા અંધારામાં પણ પ્રકાશી નીકળે છે. તેવો મનુષ્ય પરોપકારનું કામ કરવાની શોધમાંજ હોય છે, અને તે પરોપકાર વૃત્તિ એજ ઉદારતાનું પરમ લક્ષણ છે.

હવે આપણે ઉદારતાના એક નવીનજ પ્રદેશમાં વિચરીએ. કોઈ પણ મનુષ્ય સંબંધી અભિપ્રાય બાંધી નહિ બેસવામાં પણ પરમ ઉદારતા રહેલી છે. આ એક નવિન વિષય છે, પણ જરા વિચાર કરનારના લક્ષમાં આવ્યા વિના રહેશે નહિ કે જેમને આપણે જગત્‌ની દૃષ્ટિએ ઉદાર જાણીએ છીએ, તેવા ઘણા મનુષ્યોમાં આ ઉદારતાની ખામી દૃષ્ટિગોચર થાય છે. મનુષ્યના સ્વભાવમાં ક્ષણેક્ષણે ફેરફારો થયાં કરે છે; તેના ચારિત્રનું ત્રાજવું સ્થિર નથી, તો પછી

તેના અમુક કાર્ય કે અમુક વચન ઉપરથી તે આવોજ મનુષ્ય છે અથવા આવો નથી એવો ચોકસ અભિપ્રાય બાંધી બેસવામાં આપણે તે મનુષ્યને મોટો અન્યાય કરીએ છીએ. કયા સંજોગોમાં, કેવી મનની સ્થિતિમાં, કેવા કારણોસર અમુક કામ કરવામાં આવ્યું છે, તે જ્યાં સુધી આપણા જાણવામાં ન આવે ત્યાં સુધી તે કાર્ય કરનાર મનુષ્યના આશય સંબંધી તુલના બાંધવામાં આપણે છેતરાઇએ છીએ. જો તમારામાં એક ગુણ હોય તો તમે આ તુલના બાંધી શકો, અને તે ગુણ તે બીજો કોઈ નહિ પણ સર્વજ્ઞપણું. જ્યાંસુધી તેના મનના વિચારો–તેના હૃદયનો આશય કળવાની શક્તિ આપણે પ્રાપ્ત કરી નથી, ત્યાં સુધી બીજા સંબંધી ચોકસ અભિપ્રાય નહિ બાંધતાં મનનાં દ્વાર નિરંતર ખુલ્લાં રાખવા જોઇએ કે જેથી બન્ને પક્ષનું કથન સાંભળવાનો આપણને પ્રસંગ મળે અને આ રીતે અનેક અપેક્ષાએ એક વસ્તુને જોતાં આપણે સત્યની સમીપમાં આવી શકીએ છીએ.

કેટલાક મનુષ્યો એમ કહે છે કે અમે તો મનુષ્યના હૃદયની પરીક્ષા કરનારા છીએ. આનો અર્થ એટલોજ થાય છે કે મનુષ્યો કયાં સુધી અધમ સ્થિતિએ પહોંચે છે, તેની નોંધ લેનારા તેઓ છે, પણ મનુષ્ય કેટલી ઉચ્ચતા પ્રાપ્ત કરી શકે છે, તેનો તેઓને ખ્યાલ સરખો પણ હોતો નથી: કારણ કે તેઓની દૃષ્ટિ મોટે ભાગે પરગુણ ગ્રહણ કરવામાં નહિ પણ પરદોષ દર્શનમાં લાગેલી હોય છે.

શ્રી બુધ્ધે ધમ્મપદ સૂત્રમાં જણાવ્યું છે કે:—

હે શિષ્ય! અતુલ! આ વાત સર્વ કાળને વાસ્તે ખરી છે કે:—

“જે ચૂપ બેસી રહે છે તેની લોકો નિંદા કરે છે, જે બહુ બોલે છે, તેની લોકો નિંદા કરે છે, જે થોડું બોલે છે તેની પણ તેઓ નિંદા કરે છે, આ જગતમાં એવો એક પણ મનુષ્ય નથી કે જેની નિંદા ન થઈ હોય.”

મનુષ્યનું જીવન ગમે તેવું પવિત્ર, નિષ્કલંક અને ઉચ્ચ હોય, છતાં અનુદાર સ્વભાવના મનુષ્યો તેમાં કાંઈ પણ દોષ આરોપણ કર્યા વિના રહેજ નહિ.

કેટલાક કહેશે કે આતો મનુષ્યનો સામાન્ય અવગુણ છે. પણ જેને મનુષ્યસ્વભાવને દૈવી સ્વભાવમાં બદલવો હોય, તેણે આ સામાન્ય અવગુણ ઉપર જય મેળવવો જોઈએ, એમ કહેવું એ ન્યાયયુક્ત છે.

આ સામાન્ય અવગુણ જણાવે છે કે તે પુરૂષ ગમે તેટલું દાન કરતો હોય, છતાં જો આ પરદોષના અન્વેષણનો સામાન્ય અવગુણ તેનામાં હોય તો હજુ તેને બહુ શિખવાનું છે. આ અવગુણનું કેવું માઠું પરિણામ લાવે છે, તેનો કદાપિ તમે વિચાર કર્યો છે?

કરોળીઓ મહામહેનતે અતિશ્રમ લેઈ, આત્મભોગ આપી જાળ રચે છે; પણ તમે હાથ હલાવીને તેને એક ક્ષણમાં નાશ કરો છો. તેજ રીતે કોઈ મનુષ્યે કેટલા પ્રકારના સ્વાર્થનો ભોગ આપી, પરોપકારનાં કામો કરી, ઇન્દ્રિયનિગ્રહ કરી ચારિત્ર પ્રતિષ્ટા બાંધી હોય; તેને તમે એક ક્ષણવારમાં ગાફેલીથી બોલેલા એકાદ શબ્દથી, આંખના એક કટાક્ષથી અથવા તો ખભાના મરોડથી તોડી નાંખો છો, આ શું ઓછી નિર્દયતા છે? આવો પુરૂષ અનુદાર નહિ તો પછી અનુદાર કોણ કહેવાય?

કોઈના સંબંધમાં સાંભળેલી વાત ઉપરથી અભિપ્રાય બાંધી બેસવામાં, અને વગર પૈસાના ફેરીઆની માફક જ્યાં ત્યાં તે વાત ફેલાવવામાં કેવું ભારે જોખમ ખેડીએ છીએ? કેટલાકને રડતાં કરીએ છીએ, કેટલાકનું આખું જીવન દુઃખમય બનાવીએ છીએ, કેટલાકને આપઘાત કરવા જેવા પ્રસંગમાં આણી મૂકીએ છીએ અને કેટલાકનું ચારિત્ર લુંટી તેમને હમેશને વાસ્તે પાયમાલ કરીએ છીએ. આ ભયંકર પાપનો જો ખ્યાલ આવતો હોય તો પરનિંદાના પાપને દેશવટો આપી ઉદારતાનો પાઠ શિખો. આપણે ઘણીવાર અજ્ઞાનવાદી

( Agnostics ) ની નિંદા કરીએ છીએ, અથવા તેમની તરફ હલકી વૃત્તિથી જોઈએ છીએ; પણ જો અજ્ઞાનવાદનો કાંઈ પણ ગુણ હોય તો તે આ બાબતમાં છે. તેઓ કહે છે કે 'અમે જાણતા નથી, માટે માનતા નથી.' આ નિયમ પ્રમાણે આપણે કોઈ પણ મનુષ્ય સંબંધી અભિપ્રાય બાંધવામાં વર્તવું જોઇએ. આપણે કોઈ મનુષ્યને નજરે પણ ન જોયો હોય, તેના સંબંધમાં પણ ન આવ્યા હોઈએ, છતાં અમુક માણસે તેના સંબંધમાં કહેલી વાત ઉપરથી અભિપ્રાય બાંધવો, અને તેટલેથી પણ બેસી ન રહેતાં તે બેધડક જ્યાં ત્યાં જણાવતાં ફરવું એ મોટામાં મોટો અવગુણ છે. અને એજ ખરી ઉદારતાની ખામી છે.

આપણે સામાન્ય વાતચિતમાં એવો નિયમ પ્રતિપાદન કરીએ છીએ કે સામા મનુષ્યને પોતાના બચાવમાં શું કહેવાનું છે, તે સાંભળ્યા સિવાય આપણે કાંઈ પણ અનુમાન બાંધી શકીએ નહિ. છતાં મિત્રો, સ્વજનો અને સગાંઓના સંબંધમાં તેમના તરફના બચાવની દલીલો સાંભળ્યા સિવાય ચોકસ ખોટા અભિપ્રાયો બાંધી બેસીએ છીએ; એ હૃદયની કેટલી બધી નિષ્ઠુરતા! ક્રુરતા! જો આ નિષ્ઠુરતા અને ક્રુરતાના પાપમાંથી બચવું હોય તો મનને ઉદાર બનાવો, નાના નાના દોષોને જતા કરો, ઉપાધિના દોષો તરફ દષ્ટિ નહિ કરતાં અંદર રહેલા પ્રકાશિત આત્મતેજને નિહાળતાં શિખો અને કોઈ પણ મનુષ્ય કે બનાવ સંબંધમાં ચોકસ એકતરફી અભિપ્રાય બાંધવાને બદલે મનનાં દ્વાર નવો પ્રકાશ મેળવવાને ખુલ્લાં રાખો, આથી તમારૂં મન સ્ફટિક જેવું નિર્મળ થશે, અને આત્મજ્યોતિ તે પર પડી તમને ઉન્નત બનાવશે.



## પ્રકરણ ૫ મું.

# ચિંતા—નવીન યુગનો ભયંકર વ્યાધિ.

કયો એવો મનુષ્ય વિદ્યમાન છે કે જેનું રૂધિર એક યા બીજે વખતે ચિંતારૂપી રાક્ષસીએ નહિ પીધું હોય! એક સંસ્કૃત કાવ્ય જણાવે છે કે ચિંતા અને ચિતામાં અનુસ્વારનો ભેદ છે. ચિતા મનુષ્યને એકવાર બાળે છે. પણ ચિંતા ક્ષણે ક્ષણે મનુષ્યને રીબાવી રીબાવીને મારે છે. ચિંતા એક રીતે કહીએ તો આત્મઘાતનું લોકપ્રચલિત સ્વરૂપ છે. ચિંતાથી લોહી ઉકળે છે, ભોજન પ્રત્યે અરુચિ થાય છે, પાચનક્રિયા બગડે છે, નિદ્રામાં ખલેલ પડે છે, શ્વાસની ક્રિયા અનિયમિત થાય છે, સ્વભાવ ચીડીઓ બને છે, મન નિર્બળ થાય છે, રોગને ઉત્તેજન મળે છે અને શરીર કમતાકાતવાળું બને છે. જો કે મરણની નોંધમાં રોગને ગમે તે નામ આપવામાં આવે છતાં હજારો મરણોમાં એકજ કારણ મુખ્ય હોય છે અને તેનું નામ તે ચિંતા.

જ્યારે વિદ્યાર્થી પરીક્ષા સમીપ આવવાની ચિંતાથી ભણવામાં એટલો બધો ગરક થઈ જાય છે કે તેને બરાબર ઉંઘ આવતી નથી, અને જ્યારે તે પથારીપર આમ તેમ આળોટયા કરે છે, અને ઉંઘમાં ગુણાકારના આંકડાઓ અથવા તો અમુક શબ્દોની જોડણી મુખેથી લવ્યાં કરે છે, ત્યારે જાણવું કે ચિંતાના ખોળામાં તે પડયો છે. માબાપને ચેતવવાને કુદરતે આ રીતે સૂચના કરી છે, અને જો માબાપમાં ખરી દયા હોય તો આવી ચિંતાથી તે બાળકને બચાવવાને તેમણે સત્વર પગલાં લેવાં જોઈએ, તે વિદ્યાર્થીના દરરોજના પાઠ ઓછા થવા જોઇએ, તેના ઉપર અભ્યાસનો બોજો ઓછો

પાડવો જોઇએ. અને કેળવણીની ગુલામગીરી તે વિદ્યાર્થી પાસે થોડાજ કલાક સુધી કરાવવી જોઈએ.

જ્યારે કોઈ પુરૂષ અથવા સ્ત્રી ઉંઘમાં પણ દિવસના પ્રશ્નોનું ચિંતન કર્યા કરતા હોય છે, ત્યારે રાત્રિના ઉંઘવાના કલાકોમાં પણ પોતે દિવસે કરેલાં કાર્યોના ચિત્રો એક પછી એક ખડાં કરવામાં આવે છે, ત્યારે જાણવું કે તે પુરૂષ અથવા સ્ત્રી ઉપર કામનો ભારે બોજો છે, અથવા ચિંતા છે; અને ઘણું ખરૂં તો કામના ભારે બોજાને લીધે ઉત્પન્ન થતી ચિંતા હોય છે. જો મન તંદુરસ્ત હોય તો ઉંઘમાં દિવસનાં કામો પર ચિંતન કરવાનું હોય જ નહિ. સ્વપ્ન વગરની રાતો પસાર થવી જોઈએ, અથવા તો ભવિષ્યની ઉન્નતિનું દર્શન તેમાં થવું જોઇએ. જ્યારે મનુષ્ય કાંઇ કામમાં ગુંથાયો હોય તે વખતે જો દીલગીરી કે ભય, કે શોકના વિચારો તેના મન આગળ ખડા થતા હોય, અથવા જ્યારે દુઃખોત્પાદક સ્મરણ અથવા ભયનો અવાજ એટલો બધો પ્રબળ નીકળે કે તે કામમાં તેને રસ પડે નહિ, ત્યારે તે મનુષ્ય મોટા ભયની સમીપમાં છે એમ જરૂર માનજો. જ્યારે જાગતાં ઉંઘતાં, બેસતાં, દરેક કામ કરતાં દરેક પ્રકારનો વિચાર કરતાં એક પ્રકારનો વિચાર આપણા મનમાં ઘોળાયા કરતો હોય, અને તે વિચાર આપણા અંતરમાં ઉતરી આપણને નિઃસત્ત્વ અને બીકણ બનાવતો હોય તો યાદ રાખજો કે આપણે ચિંતારૂપી રાક્ષસીના પંઝામાં સપડાયા છીએ. હવે એકજ માર્ગ છે. ચિંતાને કોઈ પણ રીતે અટકાવવી જોઇએ, તે ચિંતાને મારી નાંખવી જોઇએ.

હાલના વિજ્ઞાનશાસ્ત્રીઓએ અનેક પ્રકારની શોધો કરી એવું સાબીત કરી આપવાને પ્રયત્ન કર્યો છે કે કુદરતમાં નિરુપયોગી કશુંએ નથી. આ નિયમિત દુનિયામાં સઘળી ચીજો સાર્થક છે, એમ તેઓએ સિદ્ધ કર્યું છે. પણ અત્યાર સુધીમાં કોઇએ પણ

ચિંતાની તરફેણમાં એક પણ શબ્દ ઉચ્ચાર્યો હોય એમ આ લેખકની જાણમાં નથી.

ચિંતાતુર મનુષ્ય બમણું દુઃખ અનુભવે છે. તે અત્યારે દુઃખ અનુભવે છે, એટલુંજ નહિ પણ ભવિષ્યના દુઃખની તૈયારી કરે છે. ચિંતા કરવાથી ભવિષ્યની વિપત્તિ ખસી જતી નથી. ચિંતા એ ગાંડપણનો પિતા છે. ચિંતા એ આપણી છાવણીમાં રહેલો શત્રુ છે, તે આપણી શક્તિને નિર્બળ બનાવે છે અને આપણી ધારણાને નિષ્ફળ કરે છે. ચિંતાથી વર્તમાન સ્થિતિ સુધરતી નથી, પણ તેને લીધે આપણે મનમાં એવા શત્રુઓને આકર્ષીએ છીએ કે જે આપણું સઘળું બળ હરી લે છે.

જ્યારે એક અનિશ્ચિત, ભયજનક, અને ભવિષ્યમાં આવનારી વિપત્તિનો વિચાર મન ઉપર પોતાની સત્તા ચલાવે છે, ત્યારે ચિત્તમાં ચિંતા કે ઉદ્વેગ થાય છે. પોતાના દરરોજના કર્તવ્યમાં જે માનસિક શક્તિ વપરાવી જોઇએ, તે શક્તિ આ રીતે આ એકજ ચિંતાના વિચાર પાછળ ખાલી થઇ જાય છે. જે પૂર્ણ મનોબળ દ્વારા આપણે વિજય મેળવતા હોઇએ, તે મનોબળમાં ચિંતાથી અનેક છિદ્રો પડે છે, તેનું પાણી વહેવા લાગે છે અને તે મનોબળ નકામું જાય છે. ત્યારે ચિંતાને દૂર કરવાને આપણે શું કરવું જોઇએ? મનુષ્યે પોતે પોતાના વૈદ્ય બનવું જોઇએ. ચિંતા નકામી છે એનો પ્રથમ તેણે ખ્યાલ લાવવો જોઇએ. તેણે આ નિયમ બરાબર સ્મરણમાં રાખવો જોઇએ કે ચિંતાના વિચારમાં તે વર્ષોના વર્ષો ગાળે, છતાં જે થઈ ગયું તેમાં ફેરફાર થવાનો નથી. કોઈ ભૂતકાળને બદલે તેમ નથી. વર્તમાનકાળ ચિંતા માટે નહિ પણ ભવિષ્ય યોજવા માટે છે. કોઇ મનુષ્યને દેવું હોય, હવે તે દરેકને કહ્યા કરે કે “મારે દેવું છે, હું શું કરૂં? આ દેવામાંથી હું કેવી રીતે મુક્ત થાઉ?” અને આળસુ બેસી રહે તો તેનું દેવું મટી જાય નહિ; પણ ઉલટું વ્યાજ સાથે દેવું વધતું જાય. તેણે પોતાનો સમય નિરર્થક ચિંતામાં ગુમાવ્યા કરતાં હવે કોઇ પણ પ્રકારની એવી પ્રવૃત્તિ

કરવી કે જેથી તેને કાંઇક આવક થાય અને તે આવકમાંથી તે પોતાનું દેવું આપી શકે. ભૂતકાળની ભૂલોનો વિચાર કરી તમારા દિલને પશ્ચાત્તાપના અગ્નિમાં વારંવાર બાળતા ના. ભવિષ્યનો પણ વિચાર કરતા ના, પણ હાલના કર્તવ્યનો વિચાર કરો. ભૂતકાળની ભૂલો સુધરવાની નથી. થયું તે થયું થવાનું નથી, તો પછી નિષ્કારણ ચિંતા ધરવાથી લાભ શો ? તેથી તો તમે હાલનું તમારૂં કર્તવ્ય બજાવવામાં નિરુત્સાહ થશો. માટે ભૂતકાળને જતો કરો. મોટરકારમાં બેસનાર તેમાંથી પછવાડેની બાજુએથી નીકળતા ધુમાડાનો વિચાર ન કરતાં આગળ પ્રગતિ કર્યા કરે છે. તેમ તમે પણ ભૂતકાળની ભૂલો, પાપો અને અશુભ પ્રવૃત્તિરૂપ ધુમાડાના વિચારથી ખીન્ન થવાને બદલે તમારી શુભ પ્રવૃત્તિરૂપ મોટરકારને પુરવેગથી આગળ ચલાવ્યાંજ કરો. તમારૂં સર્વ બળ તમારે જે કર્તવ્ય કરવાનું આવી પડયું હોય તેમાં વાપરો, તો પછી ઇષ્ટ ભવિષ્ય આવી ખડું થશે. મનુષ્યો મોટે ભાગે ભૂતકાળનું સ્મરણ કરી આગામી આપત્તિઓ માટે ચિંતા કરી દુઃખી થાય છે, અને તેથી હાલની પ્રવૃત્તિઓ પણ યોગ્ય રીતે કરી શકતા નથી અને આ રીતે જે આપત્તિ ન આવી શકત તેને પોતાના તરફ આકર્ષે છે. માટે વર્તમાનનો જ વિચાર કરો. Think not of to-morrow. "આવતી કાલનો વિચાર ન કરો" એ બાઇબલનું વાકય સ્મરણ કરી તમારા સઘળા બળ, ઉત્સાહ અને સામર્થ્યથી તમારૂં હાલનું કર્તવ્ય તમારા વહાલામાં વ્હાલા ઇષ્ટ જનને સારૂ—તમારા ગુરૂદેવને સારૂ—તમારા ગુરૂદેવ થોડા સમય પછી જોવા આવવાના હોય અને તમે જેવું કરો તેવું કરો અને પછી તે કાર્ય અને તેનું ફળ ગુરૂદેવને અર્પણ કરો.

ચિંતા કરવાના પ્રસંગે જ ખરી રીતે તેણે હીંમત રાખવી જોઈએ. તે વખતે જ પ્રતિકૂળ પ્રસંગોની સામે થવાનું હોય છે, માટે તે વખતે તો ખરા મનોબળની ઘણી જરૂર છે. તે વખતે તેને અમુક નિશ્ચયો કરવાના હોય છે, અમુક યોજનાઓ કરવાની હોય છે.

અમુક યોજનાઓ ગોઠવવાની હોય છે, અને અમુક ભયપ્રદ પ્રસંગો-માંથી મુક્ત થવાનું હોય છે. જો આવા સમયે મનુષ્ય પોતાનું બળ ચિંતામાં કે ઉદ્વેગમાં ગુમાવી દે તો પછી તે અસાધારણ પ્રસંગને શી રીતે પહોંચી વળે અને જીવન યુદ્ધમાં તે કેવી રીતે વિજયી થઈ શકે ?

ચિંતા નહિ કરવા માટે બે કારણો છે. એમાંના એકનો તો આશ્રય લીધા સિવાય છુટકો જ નથી. જે આગામી પરિણામથી તે ભય પામે છે તેને તે અટકાવી શકે અથવા તો ન પણ અટકાવી શકે. જો તે પરિણામ તે અટકાવી શકતો ન હોય તો વીરતાથી તે સહન કરવાને આગામી વિપત્તિનું બળ ઓછું કરવાને, તેમાંથી જે કાંઈ બની શકે તે બચાવવાને અને ભવિષ્યને માટે નવી યોજના ઘડી તેને અમલમાં મુકવાને. ઘણાજ મનોબળની જરૂર છે. માટે ચિંતા કરીને બળને વિખેરી નાંખવું નહિ. જે પરિણામથી તે ભય પામે છે, તે જો દૂર કરવાનું તેના હાથમાં હોય તો તેને ચિંતા કરવાનું કારણ નથી, કારણ કે ચિંતા કરવાથી તો તે પરિણામ દૂર કરવાને જોઈતી શક્તિ તે ગુમાવી બેસે છે.

જો મનુષ્ય પોતાના જ્ઞાન અને શક્તિના પ્રમાણમાં પોતાનાથી બનતું કરતો હોય તો તેને ચિંતા કે ઉદ્વેગ ધરવાનું કે પશ્ચાત્તાપ કરવાનું કારણ નથી. ચિંતા કે પશ્ચાત્તાપથી તેને જરા પણ મદદ મળશે નહિ. કોઈ પણ મનુષ્ય પોતાની શક્તિ ઉપરાંતનું કામ કરી શકે નહિ. ભૂતકાળમાં આપણને દુઃખ પડયાં ન હોત, અનેક કસોટી-ઓમાંથી પસાર થવું પડયું ન હોત તો હાલની આપણી સુખદ સ્થિતિ અને વિજય અશક્ય હોત. માટે દુઃખો એ ઈશ્વરના છુપા આશીર્વાદો છે; માટે આપણે આપણાં દુઃખો અને કસોટીઓ વીરતાથી સહન કરવાં અને દુઃખ રૂપ ગુરૂ જે બોધ આપે તે ગ્રહણ કરવો જોઇએ.

આ સાથે ચિંતાને દૂર કરવાને બે ઘણાં મોટાં કારણો છે.

પ્રથમ કારણ કર્મનો મહાનિયમ છે. તે નિયમ પ્રમાણે દરેકને પોતાની યોગ્યતાના પ્રમાણમાં ફળ મળે છે.

જે સ્થિતિને વાસ્તે આપણે નાલાયક હોઇએ તે સ્થિતિમાં આપણે કદાપિ મૂકાઇએજ નહિ. માટે આપણી હાલની સ્થિતિ આપણા કર્મ પ્રમાણે મળેલી છે, માટે ચિંતા કરવાનું કારણ નથી. પણ આપણું ભવિષ્ય એ આપણા હાલના વિચારો, વાસનાઓ અને કાર્યોપર આધાર રાખે છે. માટે કર્મના નિયમમાં અવિચળ શ્રદ્ધા રાખી, જે જે બનાવ બને છે તે આપણે તેને વાસ્તે લાયક છીએ તે માટે બને છે, અને તે આપણી ઉન્નતિને વાસ્તે જરૂરનો છે, એમ સમજી આપણે સદા સર્વદા પ્રસન્ન ભાવ રાખવો.

વળી બીજું કારણ આ પ્રમાણે છે. આપણે પોતે આ શરીરો નહિ પણ આત્મા છીએ. અને શરીરો તો આપણા નોકરો છે. "આત્મા આનંદી છે; હું આત્મા છું, માટે હું પણ આનંદી છું"– આવી ભાવનાના સેવનથી અને એનું ચિંતન લાંબો વખત કરવાથી આત્મા જાગ્રત્ થશે અને આત્મારૂપી સૂર્ય પોતાનાં આનંદકિરણો પ્રબળ રીતે પ્રસરાવશે, જે ચિંતાના વાદળને ભેદીને આપણને આનંદી બનાવશે, અને દુ:ખ વખત પણ આપણે પ્રસન્ન વદન રાખી શકીશું.

---

## પ્રકરણ ૬ ઠું.

---

# સાદાઈની મહત્તા.

---

આપણું જીવન ઘણું ગુંચવાડાંભર્યું થઈ ગયું છે, કારણ કે અગત્યની અને અગત્યવિનાની વસ્તુઓ વચ્ચેનો ભેદ આપણે કરતા નથી, અને જરૂરીઆતવિનાની બાબતોને પણ આપણે અજ્ઞાનથી

જરૂરની બાબતો જેટલું મહત્ત્વ આપીએ છીએ. માટે જે અગત્યનાં નથી એવાં તત્ત્વોને આપણા જીવનવ્યવહારમાંથી દૂર કરવામાં ખરી સાદાઈ રહેલી છે. વધારે **બલિષ્ઠ** તત્ત્વો નહિ પણ વધારે શ્રેષ્ઠ તત્ત્વો છેવટે ટકવાં જોઇએ. અને જ્યાં વધારે શ્રેષ્ઠ તત્ત્વો માલુમ પડે છે છે ત્યાં ખરી સરલતા કે સાદાઈ છે. નીતિની બાબતમાં દુર્ગુણ અને નિર્બળતાના નકામા છોડવાઓને નીદી કાઢવાથી સદ્‌ગુણના અને સબળતાના પુષ્પોને ઉગવાને જગ્યા મળે છે. સાદાઇથી નકામી બાબતોનો નાશ પામે છે અને ખરી મહત્ત્વની બાબતોને ટેકો મળે છે. સાદાઇને લીધે ઝાંખા બળતા અનેક દીવાઓ ભેગા મળીને તેજ આપે છે.

સઘળાં મહાન્ સત્યો બહુ સાદાં હોય છે. દરેક ધર્મનો સાર ઘણાં થોડાં અને સાદાં વાક્યોમાં આપી શકાય તેમ છે. આ સાદાં વાક્યોને આપણા વિચારોમાં અને કાર્યોમાં ખરેખરી રીતે ઉતારવાને પ્રયત્ન કરવામાં આપણું જીવન પસાર થવું જોઈએ. દાખલા તરીકે હિંદુધર્મ શીખવે છે કે **ईश्वरः सर्वभूतानां हृद्देशे अर्जुन तिष्ठति** 'હે અર્જુન ! ઇશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો છે.' બુદ્ધ ધર્મ જણાવે છે કે–"વેર કદાપિ વેરથી શાંત થતું નથી પણ પ્રેમથી શાંત થાય છે, આ સનાતન ધર્મ છે." જૈનધર્મ કહે છે "અહિંસા, સંયમ, અને તપરૂપ ધર્મ એ ઉત્કૃટ મંગલકારી છે." ખ્રીસ્તી ધર્મ નિવેદન કરે છે કે "I and my father are one" "હું અને મારો પિતા એક છીએ." ઇસ્લામધર્મ પ્રતિપાદન કરે છે "જે પ્રભુની ઇચ્છાને તાબે થાય છે તે જ ખરો ઇસ્લામી છે." પારસી ધર્મમાં લખેલું છે કે "મનની પવિત્રતા જેનામાં છે તે જરથોસ્તને પ્રિય છે." આવાં સાદાં પણ અતિગંભિર બોધ આપનારાં વાક્યોમાં આખા ધર્મનો સમાવેશ થઇ શકે. પણ લોકો આ મૂળ સિદ્ધાંતોને ભુલી જઇ મહત્ત્વ વિનાની નાની બાબતોમાં ભરાઇ જાય છે, અને તે નાની બાબતોના સંબંધમાં વાદવિવાદ કરવામાં તેમની જીંદગી પસાર થઈ

જાય છે શબ્દોના ચુંથણાં ચુંથવામાં વખત ગુમાવવો ખરા અભ્યાસીને પાલવે નહિ. તે તો ખરાં તત્ત્વોને વળગે છે, અને તે તત્ત્વો પ્રમાણે પોતાનું જીવન ગાળવા કમર કસે છે. તે દરરોજ પોતાના વિચારો, વચનો અને કાર્યોમાં પોતાની શ્રદ્ધાને ઉતારે છે અને તે શ્રદ્ધાને અનુરૂપ સાદું જીવન ગાળે છે.

જે ધર્મગુરુ પોતાનું ભાષણ છટાદારરીતે કરી શકે છે, ભાષણમાં અનેક ગ્રન્થોના ઉતારાઓ જણાવે છે, વિવિધ પ્રકારના અલંકારોનો ઉપયોગ કરે છે અને સામાન્ય બાબતોને પણ મોટું વિશાળ રૂપ આપી શ્રોતાવર્ગ સંમુખ રજુ કરે છે, તેને લોકો તરફથી સારૂં માન મળે છે. પણ તેના આ ભાષણથી કોઇ પણ જીવને ભાગ્યેજ સાહાય્ય મળે છે, તેથી ભાગ્યેજ કોઇ પણ બળ કે પ્રેરણા મેળવી શકે છે. જો ધર્મગુરુના હૃદય અને મન ધર્મની સાદાઇ અને મહત્તાથી ખરેખરા રંગાયા હોય તો જરૂર તે પોતાના ધર્મનાં શિક્ષણોનો અને જીવનના પ્રશ્નોનો ઉકેલ કરવામાં અસર કારક ઉપયોગ કરી શકે. લોકોની પ્રશંસા ઉપરથી જ ભાષણ સારૂં કહેવાય નહિ. તે ભાષણ સાંભળનારાના જીવનપર તે ભાષણની જેટલા પ્રમાણમાં અસર થાય તેટલા પ્રમાણમાં તે ભાષણ સારૂં ગણી શકાય; અને જો બીલકુલ ન અસર થાયતો તે ભાષણ છટાદાર હોવા છતાં કાંઇ પણ મહત્ત્વનું નથી. લોકો પ્રાર્થના વખતે ઘુંટણીએ પડે અથવા આંખમાંથી ભક્તિનાં આંસુ કાઢે, અને જીવન વ્યવહારમાં તે પ્રભુના બાલકોનો શિકાર કરે, તેવા ધર્મમાં ઘણી સરલતા લાવવાની અતિશય આવશ્યકતા છે.

જ્યાંસુધી પોતાના અંતઃકરણ અને ભાવના પ્રમાણે મનુષ્ય પોતાનું જીવન ગાળી શકે નહિ, ત્યાં સુધી તેનું ચારિત્ર ઉત્તમ પ્રકારનું થઇ શકે નહિ. સાદાઇ એ આંતરનો શ્વેત પ્રકાશ છે. લોકોના અભિપ્રાય પ્રમાણે જીનનનો પ્રયત્ન કરવાથી સાદાઈ જતી રહે છે. લોકોના અભિપ્રાયરૂપી રૂઢીના બંધનોથી ઘણા પ્રબળ આત્માઓ પણ બંધાઇ જાય છે, અને પોતાનું ગૌરવ ભુલી કેટલીકવાર તો અંતઃકરણના

અવાજને પણ દગો દે છે. માટે જો તમારે ખરી મહત્તા પ્રાપ્ત કરવી હોય તો તમારૂં અંતઃકરણ જેના તમે માલિક છો, તે અંતઃકરણની ભાવના પ્રમાણે તમારા જીવનક્રમમાં ફેરફાર કરો. ઢોંગ કરવો એ પોતાની નિર્બળતા કબુલ કરવારૂપ છે.

ખરો સાદો મનુષ્ય જીવનની મહત્ત્વવિનાની બાબતોને તુચ્છ ગણી કાઢે છે· અગત્ય વિનાની બાબતો મેળવવાની તીવ્ર લાગણીથીજ જગતમાં અત્યારે દેખાઈ આવતો અસંતોષ ઉદ્દ્ભવ્યો છે. બીજાઓ કરતાં વધારે સારા દેખાવાની પ્રબળ ઇચ્છાથી સાદાઈ અને ખરૂં સુખ નાશ પામ્યાં છે.

કુદરત પોતાના અનેક રૂપોદ્વારા મનુષ્યને સાદાઇની મહત્તા શીખવવાને પ્રયત્ન કરી રહી છે. અમુક સાદા આરોગ્યના નિયમ પ્રમાણે ચાલવાથી મનુષ્ય તંદુરસ્ત બની શકે. સાદો ખોરાક, સાદી કસરત, અને શરીરની સાદી સંભાળથી શરીરમાં અજાયબ પ્રકારનો ફેરફાર થવા સંભવ છે. પણ મનુષ્ય સાદી વસ્તુઓથી કંટાળી જાય છે, અને ખાવાપીવામાં અનેક પ્રકારની મજા તેને જોઇએ છે. તે કુદરતી નિયમોને પૂછીને નહિ પણ જીભના સ્વાદને પૂછીને ખાનપાન કરે છે. કુદરતના નિયમો અચળ હોવાથી તેના ભંગના પરિણામરૂપે તેને વ્યાધિ થાય છે. તેને બંધકોષનું દરદ લાગુ પડે છે. તે ખાવા બેસે છે, પણ અનેક સ્વાદિષ્ટ ખાવાની વસ્તુઓમાંથી બહુજ સાદી વસ્તુઓ જેને તે પ્રથમ ધિક્કારતો હતો, તેનાથી હવે સંતોષ માનવાની તેને જરૂર પડે છે.

મનુષ્ય બધી વસ્તુઓનો ઢોંગ કરી શકે પણ સાદાઇનો ઢોંગ કરી શકે નહિ. જે મનુષ્યના વિચારો સાદા—સરલ—નિષ્કપટી છે, તેનાં જ કાર્યો સરલ હોઈ શકે. જે લોકો આખી પ્રજાનો ભાર પોતાને શિર રાખે છે, એવા રાજનીતિજ્ઞ પુરુષો ઘણા જ શાંત, સભ્ય અને સાદા હોય છે. તેઓને અંગત બડાઇ બતાવવાનો વિચાર કરવા જેટલો પણ અવકાશ હોતો નથી. એક થોડા જ્ઞાનવાળો વિ-

ગ્રાથીં બધા જમાનાનું જ્ઞાન એકઠું થયું હોય તેવો ડોળ રાખે છે. પણ ખરા વિજ્ઞાનશાસ્ત્રીઓ અથવા જ્ઞાનીઓ બહુજ સરલ હોય છે, કારણ કે તેઓ જાણે છે કે જગતમાં જાણવા યોગ્ય ઘણું છે અને તેઓએ તો હજુ તેનો ઘણો જ જુજ ભાગ જાણ્યો છે.

પ્રારંભના લેખકો પોતાના વિચારો દર્શાવવાને ઘણા મોટા–પારસી લેખકોના શબ્દોમાં કહીએ તો જડબાં તોડી નાખે તેવા–શબ્દોને શોધીને વાપરે છે. પણ ખરા કુશળ લેખકો ઘણા જ સાદા અને સામાન્ય રીતે વપરાતા શબ્દો વડે મનુષ્યોની આંખમાંથી આંસુ પડાવી શકે, અંધારામાં અને શંકામાં ગોથાં ખાતાં હજારો મનુષ્યોને પ્રકાશ અને જીવન આપી શકે, અથવા તો આખી પ્રજાને તેની મૂર્ખતા માટે ઠપકો આપી ઠેકાણે લાવી શકે. તેઓની બુદ્ધિના પ્રભાવવડે તે શબ્દોમાં ચમત્કારિક બળ આવે છે, જેવડે તેઓ ઇષ્ટ ફળ લાવી શકે છે.

જ્યારે આપણે જીવનને સરલ કરવા ઇચ્છીએ, અને નકામી ચિંતા, ઉદ્વેગ, નજીવા દુઃખો અને નાની નાની નિષ્ફળતાને ગણકારીએ નહિ ત્યારે જીવન ઘણું સાદું બને છે, પણ તે સાથે તેમાં વિચિત્ર ભવ્યતા પ્રકટી નીકળે છે. આપણે તે વખતે કહી શકીએ "ચિંતા, ઉદ્વેગ, દુઃખો અને નિષ્ફળતા તુચ્છ છે. તે જીવનની ખરી વસ્તુઓ નથી. તે તો જીવનના માર્ગમાં હરકત કરનારી બલાઓ છે. મારી વ્યક્તિમાં–મારા આત્મામાં એવું કાંઇક સિંહસ્વરૂપી છે, જેના આગળ આ ચિંતા ઉદ્વેગ વગેરે મૃગલાઓ કાંઈ હીસાબમાં નથી." સાદાઈરૂપી માનસિક ભૂમિમાં ઢોંગ, કપટ, અસત્ય, દગો, સ્વાર્થ ઉગી શકે નહિ.

જે મનુષ્યનું જીવન સાદુ છે, જેનું ચારિત્ર ઉચ્ચ છે, તેવા મનુષ્યના મુખ ઉપર સત્ય અને પ્રામાણિકતા એવી રીતે ઝળકી રહે છે કે તેને દગા કે કુડકપટનો ખ્યાલ પણ આવી શકે નહિ. તે અશુભ કામ કરવાની સૂચનાને સાંભળતો પણ નથી. તે કપટીની

સાથે પણ કપટ રમવાને, લાંચ આપી સત્તા ટકાવવાને, સામાન્ય મનુષ્યને મળેલા વિજય માટે યોગ્ય મુબારકબાદી નહિ આપવાને ચોખ્ખી ના પાડે છે. ખરો સરલ અને સાદો મનુષ્ય સત્ય જાણતાં વાર તે પ્રમાણે જીવન ગાળવા લાગે છે, કર્તવ્ય સમજતાં વાર જ તે કરવા લાગે છે. ખરા સાદા મનુષ્યના જીવનમાં કાંઈ પણ મહત્ત્વની વસ્તુ કેવળ માન્યતારૂપે રહેતી નથી, પણ તે જીવનમાં ઉતરી જીવનના ભાગરૂપ બની જાય છે. ચારિત્રમાં સાદાઈનો ગુણ એ હોકાયંત્રની સોય જેવો છે. જેવી રીતે તે સોય ઉત્તર દિશા ભણી જ વળેલી હોય છે, તેવી જ રીતે આ સાદો મનુષ્ય પોતાની ઉચ્ચ ભાવના તરફ જ પોતાનું લક્ષ રાખે છે.

આપણા જીવનની દરેક બાબતનાં આપણે આ સાદાઇનો ગુણ ખીલવવો જોઈએ. આ સાદાઇ તરફ જવામાં પ્રથમ તો આપણે જીવનને સરલ બનાવતાં શીખવું જોઈએ. નૈતિક અથવા માનસિક વિકાસનો પ્રારંભ આત્મભોગ અથવા સ્વાર્થત્યાગથી થાય છે. ઉચ્ચ જીવનનો અનુભવ કરવામાં વિઘ્ન કરનારી ટેવોને જેમ બને તેમ જલ્દીથી દૂર કરવાની જરૂર છે. તમારા ખોરાકમાં સુધારો કરો. તેને ઘણો સાદો બનાવો. તમારી વાણીને સત્ય અને ઉચ્ચ બનાવો. તેમાંથી ઢોંગ દૂર કરી તેને સાદી–તમારા હૃદયની ભાવનાને યોગ્ય રૂપમાં પ્રકટ કરનારી–બનાવો. તમારી નીતિને સુધારો એટલે અનેક પ્રકારની અનીતિ તમને તજીને ચાલવા માંડશે. તમારી ખરી મહત્તાનું રહસ્ય સાદાઈ છે. તમારી જીંદગી બહુ મોભાવાળી ન હોય અને તમારી ઘણા લોકોપર અસર ન પડતી હોય, છતાં ખરી સાદાઈથી તમે ખરેખરા મહાન્ થશો. જો તમારાં મન અને હૃદય સાદાં–નિષ્કપટી–સરલ હશે તો તમારી રીતભાતો, જરૂરીઆતો, શબ્દો, માન્યતાઓ–આ સર્વ સાદાં અને નિષ્કપટી બનશે.

સાદાઇને અજ્ઞાન અથવા નિર્બળતારૂપે ગણવાની ભૂલ કરવી નહિ. સાદાઈ એ એક લાખ મણ કાચી ધાતુમાંથી એક હજારમણ

શુદ્ધ સુવર્ણ કાઢવાની રીત છે. જે વસ્તુઓ બીજાના જીવનને અતિમહત્ત્વની લાગતી હતી, તેની તુચ્છતા સાદા મનુષ્યે જાણી છે. તે તો ખરી વસ્તુઓને વળગે છે, તે તો Plain living and high thinking–'સાદું જીવન પણ ઉત્તમોત્તમ વિચાર'ના સિદ્ધાંતને માને છે. આવો મનુષ્ય સાદો હોવા છતાં મહાન્ છે, અને તે પોતાના જીવનની પવિત્રતાની છાપ પોતાના સંબંધમાં આવતા અનેક મનુષ્યો પર પાડી શકે છે. ધન્ય છે આવા સાદા પણ મહાન્ આત્માને!

## પ્રકરણ ૭ મું.

# નવું જીવન.

થોડાં વર્ષ પર દરિયામાં તોફાન થયું, તે વખતે એક વ્હાણ પોતાનો માર્ગ ચૂકી ગયું અને તેના શઢ તૂટી ગયા અને તે નિરાધાર સ્થિતિમાં આવી પડયું. તેથી તે પવનના પ્રચંડ ઝપાટાથી એક વિચિત્ર અખાત ભણી ધસડાઈ ગયું. તે વ્હાણમાંનું પીવાનું પાણી થઇ રહ્યું. તે વ્હાણના ઉતારૂઓ તરસે મરવા લાગ્યા, પણ જે ખારા પાણીમાં તેમનું વ્હાણ તરતું હતું તે પાણી તેઓ પી શકયા નહિ, પણ અંતે તેઓ થાકયા. જ્યારે ઘણીજ તરસ લાગી અને પાણી વિના લોકોના કંઠ સુકાઇ જવા લાગ્યા, ત્યારે તેઓએ તે પાણીમાંથી એક ડોલ ભરી અને દરીયાનું પાણી જાણી તેનો એકાદ ઘુંટડો પીધો. પણ તે પાણી તો તાજું, થંડું અને જીવનપ્રદ તેમને લાગ્યું, તેથી તેમના અચંબાનો અને ખુશીનો પાર રહ્યો નહિ. તેઓ નદીના મુખ આગળ આવી પહોંચ્યા હતા પણ તેઓને તેનું જ્ઞાન ન હતું. તેઓને ફક્ત હાથ લંબાવવાનું કામ હતું.

આ દૃષ્ટાંત મનમાં રાખી આપણે નવું જીવન મેળવવાનો માર્ગ વિચારીએ. મનુષ્યો પોતાની જીંદગીની પૂર્વ દશાના પાપ, શોક, અને પરાભવથી કંટાળેલા હોય છે, તેમને લાગે છે કે જો ફરીથી એકવાર તક મળે, ફરીથી આ નવું જીવન જીવવાનો પ્રસંગ આવે, અત્યારના અનુભવ અને જ્ઞાન સાથે જીંદગીની પાછી શરૂ-આત થાય તો જરૂર ઘણું સારૂં જીવન ગાળી શકાય. પોતાની જુવાનીના સોનેરી દિવસો તે સંભારે છે અને તે સમય પોતે એળે ગુમાવ્યો તે માટે તે નિસાસો નાખે છે. પછી તે આગામી નવી જીંદગીનો વિચાર કરે છે. આ પ્રમાણે જીવનના બે છેડા વચ્ચે તે ઉભો રહે છે, અને પોતાને મળેલા અનુભવ પ્રમાણે ઉચ્ચ જીવન ગાળવાના નિશ્ચય સાથે તે પ્રસંગની રાહ જોયાં કરે છે. ઉપર જણાવેલા વ્હાણના ઉતારૂઓની માફક તે પણ અજ્ઞાનથી અને અંધપણાથી પોતાની પાસે નવું જીવન પડયું છે, એ જોઈ શકતો નથી. દરરોજ નવા જીવનનો પ્રારંભ થાય છે. દરરોજ સૂર્યોદય થતાં પોતાને વાસ્તે અને જગતને વાસ્તે નવો જન્મ થાય છે. દરરોજના પ્રાતઃકાળમાં નવું જીવન હયાતીમાં આવે છે, અને પોતે મેળવેલા અનુભવોનો લાભ લેવાને તેને અનેક તકો મળી આવે છે. નવા જ્ઞાનની સાથે નવી શક્તિ આવે છે, અને નવી જોખમદારી પણ ઉભી થાય છે. ઉચ્ચ જીવન ગાળવા માટેનો આ નવો પ્રસંગ છે. પણ પશ્ચાતાપ તે કેવળ પશ્ચાત્તાપ રૂપજ રહે તો તેથી લાભ નથી. પશ્ચાત્તાપ થતાં મનનો દૃઢ નિશ્ચય થવો જોઇએ કે એવી ભૂલ હું કદાપિ ફરીથી કરીશ નહિ અને તેમાંથી મળેલા અનુભવ પ્રમાણે મારૂં ભવિષ્ય જીવન ગાળીશ. સર્વ શક્તિવાળો મનુ-ષ્ય પણ ભૂતકાળને બદલી શકે નહિ, પણ દરેક મનુષ્યના હાથમાં પોતાનું ભવિષ્ય તો રહેલું છે.

જો કોઇ મનુષ્યમાં ફરીથી નવું જીવન ગાળવાની પ્રબળ ઇચ્છા હોયતો તેને પોતાની અનેક પ્રકારની નિષ્ફળતામાંથી ઘણું શીખવાનું મળી આવશે. જો તેમને એમ લાગતું હોય કે પોતાના અમૂલ્ય

સમયને તેણે નિરર્થક ગાળ્યો છે, તો નિરર્થક દિલગીર થવામાં કે પશ્ચાતાપ કરવામાં હવે તેણે બીજો સમય ગુમાવવો નહિ, પણ પોતાની મૂર્ખતાને ભૂલી જવી, પણ તેમાંથી મળેલો અનુભવ પોતાનું જીવન દોરવાને સર્વદા સ્મરણમાં રાખવો. ભૂતકાળમાં તેણે સમયનો નિરર્થક વ્યય કરેલો હોવાથી હાલમાં તેણે દરેકે દરેક પળનો સદુપયોગ કરતાં શીખવું જોઇએ. તેણે દરેક પળે પોતાની જાતને આ પ્રશ્ન પૂછવો જોઇએ. "હું શું કરૂં છું ? શું હું ઉપયોગી કામ કરૂં છું ?" આ પ્રમાણે વારંવાર મન આગળ આ ભાવના ખડી કરવાથી બાકીના સમયનો તે ઘણો સારો ઉપયોગ કરી શકશે. જો કોઈ મનુષ્યે ઘણુંજ મોટું નુકશાન કર્યું હોય, અને તે કાર્યના સ્મરણથી તેની જીંદગી નદ્દન ક્લેશમય લાગતી હોય અને સામો મનુષ્ય મરી ગયેલો હોવાથી તેનો બદલો વાળી આપવા પ્રથમનો મનુષ્ય અસમર્થ હોય તો તે પોતાના દુષ્કૃત્યના બદલા રૂપે જે કાંઇ કરવા માગતો હોય તે સઘળો બદલો તેણે મનુષ્ય જાતિને આપવો જોઇએ. જે જે મનુષ્યો પોતાના સંબંધમાં આવે, તેમના તરફ દિલસોજી અને દયાના શબ્દો દર્શાવીને અને પ્રેમ અને માધુર્યતાનાં કામો કરીને પોતાના દુષ્કૃત્ય માટેનો શોક અને પશ્ચાત્તાપ પ્રકટ કરવાં જોઇએ. અમુક વ્યક્તિ સાથે કરેલા કલહને માટે તેને જો ખરી લાગણી થતી હોય તો ભવિષ્યમાં સર્વ સાથે મૈત્રીભાવથી તેણે વર્તવું જોઇએ. એકવાર ભુલ કર્યા પછી ફરીથી તે કરવાનો પ્રસંગ ન આવે તેમાંજ પ્રથમની ભુલ વાસ્તેની ખરી દીલગીરી પ્રકટ થાય છે.

ઘણા મનુષ્યો ભૂતકાળના સારા દિવસોનું સ્મરણ કરી તેમાં બડાઈ લેતા જણાય છે. કેટલાક ભિખારીઓ પણ એમ કહેતા સંભળાય છે કે: અમે સારા દિવસો જોયા છે, ભૂતકાળમાં હું આમ હતો કે તેમ હતો. એમ કહેવાથી મનુષ્યના ચારિત્રનો ખ્યાલ આવતો નથી. હાલમાં તે કેવી રીતે વર્તે છે અને આગળ વધવાને કેવા પ્રયત્ન કરે છે, તે પરથી તે મનુષ્યની કિંમત થાય છે. અમારા બાપદાદાઓ

બહુ ધનાઢ્ય હતા, એમ કહેવાથી ધન મળી જતું નથી. તેમ અમારા વડીલોએ યુદ્ધમાં મોટાં પરાક્રમો કરેલા છે, એમ બોલવા માત્રથી શાર્ય આવતું નથી. જો આપણામાં શૌર્ય ન હોય તો ઉલટા આપણે આપણા વડીલોને લજવીએ છીએ.

આપણે આરોગ્યના નિયમો જાણીએ છીએ, તે છતાં આપણે તેમનો અનાદર કરીએ છીએ, અથવા તો તેમના સામે થઇએ છીએ. આપણા પોતાના વાસ્તે કયો ખોરાક પથ્ય છે તે આપણે જાણીએ છીએ, છતાં આપણે આપણી જીભને તે કામ સોંપી દઇએ છીએ, અને કોઇક રીતે કુદરતને આપણે છેતરીશું એમ માનીએ છીએ. આપણે જાણીએ-છીએ કે વિજય એ અમુક ચોકસ સાદા નિયમોનું પરિણામ છે, અમુક ધંધાને વાસ્તે જોઇતી માનસિક શક્તિઓની ખીલવટ, અડગ ઉત્સાહ, એકાગ્રતા અને સત્ય નિષ્ઠા—આ જ્યાં હોય ત્યાં વિજય અવશ્ય મળે છે, એમ યથાર્થ જાણવા છતાં આપણે આપણા જ્ઞાન પ્રમાણે વર્તન કરતા નથી, આપણે જાતે આપણા ઉપર પડદો નાખીએ છીએ અને પછી વિધાતાનો વાંક કાઢીએ છીએ.

મા બાપો કેટલીક વાર છોકરાંઓને અમુક બાબતો નહિ કરવાનો બોધ આપે છે. પણ જાતે તે કરે છે, અને ખોટી આશા રાખે છે કે છોકરાઓ આંખ કરતાં કાનપર વધારે વિશ્વાસ રાખશે. ઉપદેશ કરતાં દૃષ્ટાંતનું વધારે મહત્ત્વ છે એ બાબત તેઓ ભૂલી જાય છે. કેટલાંક વર્ષ સુધી બાળકને પ્રમાણિક અને સત્યવાદી થવાને શીખવવામાં આવ્યું હોય; પણ જો તેનો બાપ ટીકીટનું ભાડું બચાવવાને તે બાળકની ઉમર હોય તેના કરતાં ઓછી કહે તો, એક ક્ષણમાં તે શિક્ષણ ઉપર પાણી ફરી વળે છે. ઘણા લોકો આ રીતે ઉમરના સંબંધમાં અસત્ય બોલતાં હોય, તે છતાં પણ બાળકને આ પ્રમાણે અસત્યનો પદાર્થ પાઠ આપવો એ ઘણુંજ ગેરવ્યાજબી છે, અને તેની નાની વયે તેના પર જે સંસ્કાર પડે તેની છાપ બહુજ ઉંડી હોય છે.

મનુષ્યને અનુભવ અને જ્ઞાન મળ્યાં હોય અને તે નવું જીવન ગાળવા માગતો હોય તો ભલે તે તેમ કરે. જો તે અંતઃકરણથી આ કામ કરવા માગતો હોય તો જરૂર તે પોતાના જીવનને સુધારી શકશે. તે દરરોજ ઉત્તમ અને વધારે ઉત્તમ જીવન ગાળી શકશે. તેણે પોતાની ભૂલો, પાપ, દિલગીરી, દુઃખ અને મૂર્ખતા ભૂતકાળને સોંપી નવા જીવનનો પ્રારંભ કરવો જોઇએ. તેણે પોતાની પાછલી જીંદગીના ચોપડા બંધ કરવા, તેનો હિસાબ ચૂકતે કરી નાંખવો, અને પોતાની ભૂતકાળની ભૂલો અને નિર્બળતામાંથી મળેલા જ્ઞાનથી નવો જીવન-વ્યાપાર શરૂ કરવો. તેણે બીજાઓની ટીકા કરવાને બદલે પોતાની ભૂલોની ટીકા કરવી અને નવા જીવનનો પ્રસન્ન વદનથી આરંભ કરવો.

અત્યારે વાતો કરનારા ઘણા મનુષ્યો છે, પણ ખરૂં જીવન જીવનારા ઘણા થોડા માલુમ પડે છે. મનુષ્યે દરરોજ સવારમાં ઉઠી પૂર્ણ ઉત્સાહથી અને નવજીવનના વેગથી પોતાનાં કર્તવ્યો બજાવવાં જોઇએ. દરેક દિવસ દરેક કલાક અને દરેક પળ કિંમતી છે એ વિચાર નિરંતર લક્ષમાં રાખવો જોઇએ. જેવી રીતે એક વ્હાણનો કપ્તાન અમુક દિશા ભણી વ્હાણનું મુખ રાખી તે દિશામાં દરરોજ વ્હાણને હંકાર્યા કરે છે, તો અમુક મુદતે તે પોતાના નિયમ સ્થળે આવી પહોંચે છે. તેજ રીતે મનુષ્ય અમુક ભાવનાને પોતાની દૃષ્ટિ સમીપ રાખી તે દિશામાં દરરોજ પ્રયાણ કર્યા કરે તો તે પણ જરૂર પોતાના સાધ્ય બિંદુની સમીપ જઇ પહોંચશે. જીવનનો આવો ખ્યાલ રાખવાથી ભૂતકાળને વાસ્તે નકામો શોક થતો નથી તેમ ભવિષ્યને માટે નિષ્કારણ ઉદ્વેગ થતો નથી. આ સ્થળે કવિ લોંગફેલોની કડી યાદ આવે છે કેઃ—

Think not of the future however bright,
Let the dead past bury its dead;
Act, act, in the living present,
Heart within and God overhead.

ભવિષ્ય ગમે તેવું ચળકતું હોય પણ તેનો વિચાર કરતા નહિ. ભૂતકાળને ભૂતમાં સૂવાડો. માથે પ્રભુ રાખી અંતઃકરણ પ્રમાણે વર્તમાન કાળમાં કામ કરવા લાગી જાઓ.

જો આપણે યોગ્ય જીવન ગાળીએ તો જીંદગીનો પરમ હેતુ સિદ્ધ થાય છે. મનુષ્ય એ જીંદગીનો માલીક નથી કે તેનું જેમ ધારે તેમ કરી શકે. નવા વર્ષના પ્રારંભમાં અનેક પ્રકારના સન્નિશ્ચયો બાંધે છે, પણ ખરા જીવનમાં તો જો મનુષ્યને જ્ઞાન હોય તો દરરોજનો પ્રારંભ સન્નિશ્ચયથી થઇ શકે. આ સંબંધમાં મી. રાલ્ફવોલ્ડો ટ્રાઇન લખે છે કેઃ—

" દરરોજ નવો પ્રારંભ થાય છે, દર સવારે દુનિયા નવી જન્મે છે. હે દુઃખ અને પાપથી કંટાળેલા મનુષ્યો ! જુઓ જુઓ તમારે વાસ્તે તેમજ મારે માટે–દરેકને માટે આશાનું નવું કિરણ સ્ફુરે છે. "

ભૂતકાળ ભુતમાં લીન થઈ ગયો, થવાનાં કામ થઇ ગયાં, આંસુ રેડાઇ ગયાં. ગઇકાલની ભૂલો ગત કાલે ઢાંકી દીધી. ગઇકાલના અસહ્ય ઘા શાંતિજનક રાત્રિના પ્રભાવથી રૂઝાયા.

હવે ભૂતકાળને જવા દો, તે આપણા હાથમાં નથી; થયું તે ન થયું થવાનું નથી. હે પ્રભો ! ભૂતકાળને તારે શરણે ગ્રહી અમારી ભૂતકાળની ભુલો માટે તારી અનંત દયાથી ક્ષમા આપજે. ભવિષ્ય આપણા હાથમાં છે. આજનો દિવસ–કેવળ આજનો દિવસ આપનો પોતાનો છે.

આજે આકાશ નવીન પ્રકાશથી ચળકે છે. આજે પૃથ્વી નવા જીવન સાથે જન્મ લેતી જણાય છે, આજે કંટાળેલા અવયવો રાત્રિ વીત્યા પછી સૂર્યનો પ્રકાશ મેળવવાને, પ્રાતઃકાળની ઝાકળમાં સ્નાન કરવાને અને શાંતિ અનુભવવાને ધીમેથી ઉઠતા નજરે પડે છે.

દરરોજ નવો પ્રારંભ થાય છે, હે આત્મન્ ! મધુર ગીત સાંભળ અને ભૂતકાળનાં પાપો અને શોકના પ્રસંગો, ગુંચવણ ભરેલા પ્રશ્નો,

આગામી આપત્તિ–એ સર્વ છતાં ધૈર્ય ધારણ કરી નવા દિવસ સાથે નવું જીવન ગાળવાનો આરંભ કર.”

આપણે ભાવનાઓ આપણા પોતાના વાસ્તે, આપણી આસપાસના વાસ્તે અને આખી દુનિયા માટે કલ્યાણકર અને સુખકર હોય એવું નવજીવન ગાળવાની દરરોજ સવારે પ્રતિજ્ઞા કરવી જોઇએ, અને તે પ્રમાણે આપણું જીવન ગાળવા બનતો પુરૂષાર્થ કરવો જોઇએ.

## પ્રકરણ ૮ મું.

# દુખનો ભાર બીજાને શીર.

જે મનુષ્ય પોતાનાં દુઃખો બીજાઓને વ્હેંચી આપવામાં બહુ ઉદાર હોય છે, તેના જેવો સ્વાર્થી મનુષ્ય જગતમાં કોઇ પણ નથી. તે પોતાનું કોઇ પણ દુઃખ પોતાને માટે રાખી મૂકતો નથી, પણ પોતાના સંબંધમાં આવતા દરેક મનુષ્યને તેનો ભાગીદાર બનાવવાને ઘણો તત્પર હોય છે. તેની ચિંતા, તેનાં દુઃખો અને તેની કસોટીઓમાં બીજા મનુષ્યો ભાગ લીધા વગર રહે એ તેને રૂચતું નથી, તેથી જે કોઈ તેને મળે તેની આગળ પોતાનાં રોદણાં તે રોયાં કરે છે.

પોતાની જીંદગીની જોખમદારી પોતાને શિરજ હોવી જોઇએ. આપણા ઉચ્ચમાં ઉચ્ચ આનંદનો તેમજ ઉંડામાં ઉંડા દુઃખનો આપણને એકલાનેજ અનુભવ થાય છે. આપણી અંદર રહેલી નિર્બળતા સાથે આપણે એકલાનેજ લડવું પડે છે. આપણે મરીએ છીએ ત્યારે પણ એકલાજ જઇએ છીએ. જો જીવનના મોટા પ્રશ્નો આપણી ચિંતાઓ, આપણી જોખમદારીઓ, આપણી નિષ્ફળતાઓ અને આપણા ભયો, આ બધા પ્રસંગો આપણે એકલાએજ અનુભવવાના હોય છે તો પછી આપણા દુઃખનો ભાર બીજાને શિર ઢોળવાનો પ્રયત્ન કરવો એ શું વીરત્વનું કામ કહી શકાય ?

આપણે ખરી રીતે તો બીજાનું જીવન આનંદી બનાનાવવું જોઇએ. આપણાં દુઃખો વીરતાથી સહન કરીને બીજાને તેમની કસો-ટીઓમાંથી પસાર થવામાં આપણે ધૈર્યના નમુનારૂપ બનવું જોઈએ; આપણે આપણી નિષ્ફળતાનો વિચાર નહિ કરતાં તેમાંથી મળતા અનુભવ જ્ઞાનનો વિચાર કરવો. જગતમાં મળી આવતા અનેક પ્રકા-રના આનંદથી આપણે આપણા દુઃખદ પ્રસંગોને તુચ્છ ગણતાં શી-ખવું જોઇએ. આપણી ચિંતાઓ અને ભયનાં સ્થાનોને ભૂતકાળમાં મૂકી દરરોજ નવીન પ્રભાતને એક વીર તરીકે ભેટવું જોઈએ. પણ આપણા દુઃખો અને શોકને આપણી સમાજમાં પરચુરણ વહેપારીની માફક વ્હેંચી આપવાને આપણને બીલકુલ હક નથી.

જ્યારે મનુષ્ય પોતાનું જીવનચરિત્ર પોતે લખે છે, ત્યારે તે પોતાની અને બીજાઓની વાતચિતના વર્ણનથી અટકતો નથી, પણ તે વારં-વાર પોતાના હૃદયના ઉભરા કાઢે છે. તે સૂક્ષ્મદર્શક યંત્રવડે પોતાના જીવનના દરેક બનાવને તપાસતો લાગે છે, અને તેથી તેના જીવનના નાના નાના પ્રસંગો પણ ઘણું વિશાળરૂપ ધારણ કરતા લાગે છે. કોઇક પોતાના જીવનચરિત્રમાં લખે છે કે "આખી રાત હું ઉંઘ્યો નહિ, મે ઘડીઆળના ટકોરા દરેક કલાકે વાગતા સાંભળ્યા." આ અને આના જેવા અનેક બનાવોનું બારીક વર્ણન હોય છે. આ બધાનું કારણ એ છે કે મનુષ્યને પોતાનું દુઃખ બીજાઓના કરતાં ઘણું મોટું લાગે છે.

આવા કોઇ મનુષ્યને જો તમે પૂછો કે "તમને કેમ છે ?" તો તે ચાર વર્ષનો હતો અને તેને પેટમાં આંકડી આવી હતી ત્યાંથી શરૂ કરીને અત્યાર સુધીની તેના શરીરની સ્થિતિ તે વર્ણવી જશે. તમે તેને રસ્તામાં ભેગા થયા હો, અને તેની માનસિક સ્થિતિ વિષે પૂછયું હોય તો તેણે કયાં કયાં પુસ્તકો વાંચ્યાં, કયાં કયાં ભાષણો સાં-ભળ્યાં, અને કેવી રીતે તેનું મન ઘડાયું, એનો ઇતિહાસ આપવા મંડી જશે. તે પોતાનાં વીતક બીજાને જણાવવા તત્પરજ હોય છે.

કેટલાક પુરૂષોને અને મુખ્યત્વે કરીને સ્ત્રીઓને એવી આદત પડી ગઈ હોય છે કે તેઓ પોતાના નોકરો, બાળકો અને કુટુંબના મનુષ્યો સાથે થયેલી સહેજ તકરાર કે અણબનાવને મોટું રૂપ આપી તેમને મળવા આવનાર દરેક આગળ તે વાત છેડયાં કરે છે. જ્યાં સુધી પોતાનાં દુઃખો બીજા આગળ ન રડે, ત્યાં સુધી તેમને ચેન પડતું નથી. તેઓ જાતે તો દુઃખી હોય છે અને પોતાની શોકજનક વાતો સંભળાવીને બીજાને શોકાતુર બનાવાનો ધંધો લેઇ બેઠા હોય છે.

એક વેપારીને બંધકોપનું દરદ થયું હતું તે પોતાની દુકાને બેસી સવારથી તે સાંજ સુધી જે ઘરાક તેની દુકાને આવે તેને તે દરદની વાત સંભળાવ્યા વિના જવા દે નહિ. પોતે માંદો માટે આખી દુનિયાને તેના મંદવાડના વિચારથી દુઃખી કરવાનો તેને શો હક્ક છે? આપણા મનની સ્થિતિ પણ યોગ્ય ન હોય તો તે વખતે મૌન ધારણ કરવું એજ આપણે વાસ્તે શ્રેયસ્કર માર્ગ છે.

કેટલાક મનુષ્યો વારંવાર પોતાના શરીર તરફ નજર કરશે, અને પોતે આખી દુનિયામાં સૌથી વિશેષ દુઃખી હોય એમ માનવા લાગશે. તેઓને પોતાના દુઃખને મોટું રૂપ આપવામાં મજા પડતી લાગે છે. તેઓ ઘણીવાર એમ કહેતા સંભળાય છે કે ભૂતકાળમાં તેના જેટલી અડચણો, સંકટો અને નિરાશાઓ કોઈએ પણ અનુભવ્યાં નથી.

જ્યારે આવા મનુષ્યના ઘરમાં મૃત્યું પ્રવેશ કરે છે અને તેના નજદીકના સંબંધીને ઉપાડી લઇ જાય છે, ત્યારે તેનું જીવન નીરસ બને છે, આશા તૂટી જાય છે, અને જીવવું પ્રયોજન વગરનું લાગે છે. તેનામાંથી પ્રેમ ચાલ્યો જાય છે, શૂન્ય ચક્ષુથી ભવિષ્ય તરફ દૃષ્ટિ કરે છે, પણ ભવિષ્ય તે જોઇ શકતો નથી. જીંદગી બરબાદ ગઈ અને હવે જીવન અને મૃત્યુ એ બન્ને તેને સરખાં જણાય છે.

કાળ પોતાનું કામ કર્યે જાય છે, અને વખત જતાં સ્વજનના મરણનો કારી ઘા પણ ભુસાવા લાગે છે, અને જીવનમાં નવાં પુષ્પો

ઉગે છે. આપણે દુનિયાની વસ્તુઓમાં ફરીથી રસ લેવા લાગીએ છીએ. કેટલાક મનુષ્યોને એમ લાગે છે કે જીંદગીની વસ્તુઓમાં રસ લેવાથી તેઓ મરણ પામેલા સ્વજનો તરફ ઓછી પ્રીતિ ધરાવે છે, પણ આ માન્યતા ભૂલભરેલી છે. કુદરત બહુજ ડહાપણભરેલી રીતે આપણુને આશ્વાસન આપતાં જણાવે છે કે, "જો કાળક્રમમાં દુઃખના ધા રૂઝાતા હોય તે ધાને લંબાવી રાખવાનું કાંઇ કારણ નથી. આત્માનો સ્વભાવ આનંદ સ્વરૂપી છે; માટે આનંદ ભોગવવામાં આપણે કોઈ પણ આપણા પ્રિયજન તરફ ઓછી પ્રીતિ ધરાવીએ છીએ એમ ઠરતું નથી."

આપણાં દુઃખ અને શોક ગમે તેવાં ભારે હોય, છતાં તેને બીજા પર ઢોળવાનો આપણુને કાંઈ પણ અધિકાર નથી. જુદા જુદા રંગની પાઘડીઓ પહેરીને, અથવા તો કાળી ટોપીઓ બાંય પર ચોંટાડીને, અથવા તો કાળી રેખાવાળાં નોટપેપરો વાપરીને આપણાં દુઃખમાં ભાગીદાર બીજાને બનાવવાનો આપણુને જરા પણ અધિકાર નથી.

જો આપણું જીવન દુઃખરૂપ થયું હોય, જો આપણી સમૃદ્ધિ ચાલી ગઇ હોય, જો આપણું પ્રેમપાત્ર બેવફા નીવડયું હોય, અને જીવન દુઃખની ખીણ રૂપ થયું હોય કે જે ખીણમાં થઇને મરતાં સુધી આપણે ચાલવાનું હોય, તોપણ આવું વાતાવરણ દરેક સ્થળે ફેલાવવાનો આપણુને જરા પણ હક્ક નથી. અજાણ્યા મનુષ્યને આપણા જીવનની કબરોમાં લઈ જઇને ભૂતકાળનાં હાડકાં બતાવવાથી કાંઇ પણ લાભ નથી. આપણા શોકનો પ્યાલો બીજાને પાવાનો આપણુને જરા પણ અધિકાર નથી. પણ જેવી રીતે મહાત્મા સોક્રેટીઝે ઝેરનો પ્યાલો જાતે પીધો, તેવી જ ઉમદા રીતે વીરતાથી, અને બરબડયા વિના આપણા શોકનો પ્યાલો આપણે જાતે જ પીવો જોઇએ,

જો તમે જીવનના એવા અનુભવમાં પસાર થયા હો કે જેને

લીધે પુરૂષ અને સ્ત્રીનાં સદ્ગુણ વિષે તમને શ્રદ્ધા ન રહી હોય, જો તમને એમ લાગતું હોય કે ધર્મ એ ધતીંગ છે. અધ્યાત્મ એ ઢોંગ છે, જીવન નીરસ છે, અને મૃત્યુ એટલે સર્વસ્વનો નાશ છે; આવા અથવા આવી જાતના ભૂલ ભરેલા વિચારો જો તમે સ્વીકારવાની ભૂલ કરી હોય તો પણ તેને ફેલાવવાના અને બીજાઓને તેવા અશુભદર્શી વિચારોના ચેપમાં ઘસડવાના કામથી દુર રહેજો કોઈ પણ મનુષ્ય ધર્મની અમુક માન્યતાને આધારે પોતાનું જીવન ટકાવી રાખતો હોય તો તેની તે માન્યતા ફેરવવાને મથતા નહિ. જો કોઈ મનુષ્યને મનુષ્યજાતિમાં અને પ્રભુમાં શ્રદ્ધા હોય તો તેની તે શ્રદ્ધાને ટકવા દેજો. તેની આશાનો ભંગ કરતા ના. તેની ભાવનાઓ ખોટી છે એમ કહેતા ના. તેવું કહેવાનો તમને શો અધિકાર છે ?

અમુક પુરૂષ કે સ્ત્રીએ તમને દગો દીધો તે ઉપરથી મનુષ્યજાતિપરની તમારી શ્રદ્ધાને ચલિત કરતા નહિ. અમુક બનાવનું રહસ્ય તમારા સમજમાં કદાચ ન પણ આવે પણ તે ઉપરથી કુદરતમાં વ્યાપી રહેલા ઈશ્વરના અનંત ડહાપણ અને પ્રેમની અવગણના કરતા ના.

તમારો કોઈ ખાસ ઈષ્ટ મિત્ર હોય કે જે તમારા સુખદુઃખમાં ભાગ લઈ શકતો હોય, તેવા કોઇ મિત્ર આગળ તમે તમારૂં મન ખુલ્લું કરી શકો, પણ જગતના દરેક મનુષ્ય આગળ તમારા દુઃખની, પ્રતિકૂળ પ્રસંગોના અને કસોટીઓની વાતો કરી તેમના દુઃખમાં વધારો કરવાથી તમને કાંઇ પણ લાભ નથી.

સાર એ છે કે વાત કરો તો સુખની, આનંદની, બીજાના સદ્ગુણોની, પ્રભુની; દયાની, પ્રભુના અનંત ડહાપણની અને બીજાનું હિત કરવાની વાત કરજો; નહિતો શાંત બેસી રહેજો, મૌન ધારણ કરજો, પણ દુખ ફેલાવનારા વગર પૈસાના ફેરીઆનું કામ કરતા ના.



## પ્રકરણ ૯ મું.

# મનુષ્યનું છુપું બળ.

મનુષ્યનો આત્મા અમર છે, અને તેનું ભવિષ્ય એવી વસ્તુનું ભવિષ્ય છે કે જેના વિકાસ અને મહત્તાને કાંઇ હદ નથી.

મનુષ્યમાં પોતામાં કેટલું બધું છુપું બળ રહેલું છે; તેનું તેને પોતાને પણ ભાન નથી. જે ભાગ વ્યક્ત છે, તે હજુ બહુ થોડો છે, અવ્યક્ત ભાગ ઘણો મોટો છે, અને તે અવ્યક્ત ભાગને વ્યક્ત કરવામાં મનુષ્યજીવનની સાર્થકતા છે.

**બર્ન** નામના કવિએ પ્રાર્થના કરી હતી કે બીજાઓ મને જેવો જુએ છે, તેઓ હું મને જોઇ શકું. પણ આ તેની પ્રાર્થના અપૂર્ણ હતી. કારણ કે આથી તો બીજાઓ આપણા સંબંધી કેવા વિચારો બાંધે છે, તેનો ખ્યાલ આવી શકે, પણ આપણે તો વસ્તુતઃ આપણે કોણ છીએ તે જાણવાનું છે. જે સંકુચિત અને સ્વાર્થી જીવન આપણે ગાળીએ છીએ તે જીવનમાં આપણી અંદર રહેલા છુપા બળનો આપણને બહુજ ઓછો ખ્યાલ આવે છે. આપણા ખરા સ્વરૂપનું દર્શન સહન કરવા જેટલી આપણામાં શક્તિ આવી નથી. **શ્રી**કૃષ્ણે **અ**ર્જુનને પોતાનું દિવ્ય સ્વરૂપ બતાવ્યું, ત્યારે **અ**ર્જુન ગભરાઇ ગયો હતો, તેમ આપણા આ છુપા બળનો જો આપણને એકદમ સાક્ષાત્કાર થાય તો આપણી સ્થિતિ **અ**ર્જુન કરતાં પણ વધારે ગમગીન થાય. પણ આ ઉપરથી ગભરાવાની જરૂર નથી. આપણામાં અનંત છુપુ બળ રહેલું છે, તે આપણે ધીમે ધીમે પ્રકટ કરવાનું છે. મનુષ્ય એ હાર્મોનિયમની પેટી નથી કે તેમાંથી અમુકજ સૂર નીકળી શકે. એના કંઠમાંથી વિવિધ પ્રકારના અનેક સૂર નીકળી શકે તેમ છે.

યુદ્ધના પ્રસંગે કેટલુંક લશ્કર મેદાનમાં ઉતારવામાં આવે છે, પણ કેટલુંક લશ્કર ઇલાયદું ( reserved ) રાખવામાં આવે છે, જે અણીના પ્રસંગે કામ લાગે છે. જેમ યુદ્ધમાં ઇલાયદું લશ્કર હોય છે, તેમ કુદરતમાં પણ એવી ઇલિાયદી શક્તિ હોય છે. જ્યાં જ્યાં એવા કટાકટીના પ્રસંગ આવે છે, ત્યાં કુદરત તે ઇલાયદા રાખેલા બળનો ઉપયોગ કરી ધારેલું પરિણામ લાવી શકે છે. કુદરતમાં અનંત ડહાપણ છે અને તે ઘણી કરકસરથી કામ કરે છે. કારણકે કુદરત એ બીજું કાંઇ નહિ પણ પ્રભુનું એક સ્વરૂપ છે. કુદરત બળ અને શક્તિનો બચાવ કરે છે, અને અમુક સંયોગોમાં જીવનને વાસ્તે જે તદ્દન જરૂરનું હોય,તેટલુંજ આપે છે, પણ જયારે નવી જરૂરીઆતો ઉભી થાય છે, ત્યારે પોતાની અનામત શક્તિ વડે તે જરૂરીઆતો પુરી પાડે છે.

જો આપણે પશુસૃષ્ટિ તરફ નજર કરીશું તો આપણને ઉપરના સિદ્ધાંતના ઘણા પુરાવા મળી આવશે. જે પશુઓને ઘણી અંધારી ગુફામાં કુદરતે મૂક્યાં હોય છે તેઓની જોવાની શક્તિ ધીમે ધીમે નિર્બળ થતી જાય છે, પણ તેમની સાંભળવાની સુંઘવાની અને ચાખવાની શક્તિ સબળ બનતી જાય છે. વળી કુદરત પશુઓને રક્ષણ કરનારા રંગો આપે છે એટલે કે આસપાસની પરિસ્થિતિમાં જેવા રંગો હોય તેવા રંગો તે પશુની ચામડીના બનાવવામાં આવે છે. ઉત્તર સમુદ્રના પ્રદેશમાં રહેલાં કેટલાંક પશુઓના રંગ ઉનાળામાં અનેક તરેહના હોય છે, પણ શિયાળો આવતાં જ્યાં બરફ પડે છે. ત્યાં તે પશુઓના રંગ શ્વેત થઇ જાય છે. રેતીના રણોમાં સિંહ, ઉંટ અને તે પ્રદેશમાં વસનારા હરણોની ચામડીના રંગો જે રેતી અને ખડકોમાં તેઓ રહે છે, તેના રંગ જેવા મોટે ભાગે હોય છે. ઉષ્ણ દેશના જંગલોમાં પોપટનો રંગ પાંદડા જેવો લીલો હોય છે. ખીસકોલીનો રંગ ઝાડની છાલને મળતો આવે છે,

કુદરત પોતાના છુપા બળનો કેવી રીતે ઉપયોગ કરે છે, તેનો આબેહુબ નમુનો નીચેના દાખલા પરથી મળી આવશે. આજથી

૬૦ વર્ષ ઉપર ઑસ્ટ્રેલીયામા ત્રણ સસલાંની જોડ દાખલ કરવામાં આવી હતી. આજે તે ૭ સસલાને બદલે લાખો સસલાં નજરે પડે છે. તે સસલાંઓ ખેતરમાં પેસીને લોકોનો પાક બગાડવા લાગ્યાં. લોકો તે અટકાવવાને અનેક પ્રકારના પ્રયત્નો કરી રહ્યા છે. આ આમંત્રણ વગરના પરોણાઓને ખેતરોમાં નહિ પેસવા દેવાને લોઢાની વાડો કેટલાક માઇલ સુધી નાખવામાં આવી છે. તે સસલાંઓને પોતાનું ગુજરાન મેળવવામાં ઘણી મુસ્કેલી પડી; પણ હવે તેઓએ મનુષ્યની બુદ્ધિને પાછી પાડી છે. તેઓને એક નવો નખ ઉત્પન્ન થયો છે. તે લાંબો નખ તે લોઢાની વાડ ઉપર ચઢવામાં તેમને મદદગાર થાય છે. આ નખ વડે લોઢાની વાડની નીચે પણ તેઓ ૭ કે આઠ ઇંચ જમીન ખોદી શકે છે, અને ખેતરોમાં દાખલ થાય છે કે જ્યાં જવાથી તેઓ પોતાનું ગુજરાન મેળવી શકે છે. તેઓ મનુષ્યની બુદ્ધિને હસી કાઢે છે. તેઓએ ગુજરાન મેળવવાને પ્રયત્ન કર્યો, અને તેમ કરવામાં કુદરતે તેમને સહાય આપી. તેઓ પોતાની દુઃખભરી સ્થિતિને બીકણુની માફક વશ થયાં નથી, પણ તેઓએ દુઃખમાંથી મુક્ત થવાના પ્રયત્નો આરંભ્યા અને જીવવાનો પ્રયત્ન કરવા જતાં કેવી રીતે જીવવું તે તેઓ શીખી શકયાં.

વનસ્પતિવર્ગમાં પણ કુદરત ઘણું કામ કરી રહી છે. કુદરતના નિયમોનો અભ્યાસ કરીને મનુષ્ય પુષ્પોના રંગ બદલી શકે છે. થુવરના પાપડાને કાંટા હોય છે, પણ અમેરિકાનો એક પ્રસિદ્ધ વિજ્ઞાશાસ્ત્રી કાંટા વગરના પાપડા ઉગાડવાને શક્તિમાન થયો છે, અને આ રીતે ઢોરને વાસ્તે તેણે નવો ખોરાક ઉત્પન્ન કર્યો છે. કુદરતમાં કેટલું છુપુ બળ છે, તેનો જો ઇતિહાસ લખવામાં આવે તો આખા વિશ્વનો ઇતિહાસ લખવાની જરૂર પડે.

કુદરત બનતાં સુધી બે સાધનો રાખે છે. મનુષ્યના લગભગ બધા અવયવોની જોડ છે. તેને બે આંખો, બે કાન, બે ફેફસાં, બે હાથ અને બે પગ છે, કે જેથી એક કદાચ નિર્બળ પડે તો કુદરતના

છુપા બળદ્વારા બીજા તેના સાથીને પુષ્ટિ આપવામાં આવે કે જેથી તે બન્નેનું કામ કરે. જ્યાં એક ઇન્દ્રિયના બે ભાગ પાડવામાં આવ્યા નથી, ત્યાં પણ આપણે જોઇએ છીએ કે નાકના બે નસકોરાં રાખવામાં આવ્યાં છે. જેમ નાટકમાં કોઈ પાત્ર પોતાનો ભાગ ભજવવાને ના પાડે તો તેથી નાટક બંધ રહેતું નથી, કારણ કે નાટકનો સૂત્રધાર બીજા મનુષ્યોને તે કામ માટે કેળવતોજ હોય છે, અને જો કે પ્રથમના મનુષ્ય જેવું કામ તે એકદમ ન કરી શકે, પણ અણીનો પ્રસંગ તો સાચવી લે. તેમ કુદરતમાં પણ તેવીજ સ્થિતિ છે. દાખલા તરીકે આંધળા મનુષ્યની સ્પર્શેન્દ્રિય બહુજ તીવ્ર થતી જાય છે, અને એક ઇંદ્રિય વડે પોતે વાંચતાં લખતાં પણ શિખે છે.

પક્ષીઓ જ્યારે ભય પામે છે, ત્યારે પીછાં ફફડાવે છે. કુતરો પાણીમાંથી બહાર નીકળતાં પોતાના વાળ ઉભા કરે છે કે જેથી પાણીનાં ટપકા સરી પડે છે, સાહુડી ભયપ્રસંગે પોતાનાં સીસોળીઆં ઉંચાં કરે છે.

આ બધી ક્રિયાઓ ચામડીના સ્નાયુઓ વડે કરવામાં આવે છે. મનુષ્યમાં આ સ્નાયુઓ છેક શરૂઆતની સ્થિતિમાં છે, અને તેમના પર તેનો બીલકુલ કાબુ હોતો નથી. પણ જ્યાં ભયનો અત્યંત પ્રસંગ આવે છે, ત્યાં એક ક્ષણમાં કુદરતનું છુપું બળ તે સ્નાયુઓને સતેજ કરે છે, અને તેના ભયના તીવ્ર પ્રસંગમાં તેના માથા પરના વાળ ખડા થઇ જાય છે.

આ પ્રમાણે જે કુદરત વનસ્પતિવર્ગની, પશુવર્ગની અને મનુષ્યના સ્થુલ શરીરની આટલી બધી સંભાળ લે છે, તે મનુષ્યને વાસ્તે માનસિક અને નૈતિક શક્તિનો ભંડાર પણ ભરી રાખે છે.

મનુષ્ય જુદા જુદા પાંચ સાત ધંધામાં નિષ્ફળ નીવડે, અને આઠમા ધંધામાં તે બહુ વિજયી પણ નીવડે. મનુષ્યને પોતાના બળનું ભાન નથી. માટે કોઇપણ મનુષ્યે એમ ન કહેવું કે " મારે પ્રયત્ન કરવાની જરૂર નથી. હું કદાપિ મોટો માણસ થવાનો નથી. હમણાં

મારામાં બુદ્ધિ નથી." આપણામાં રહેલું છુપું બળ—આપણા આત્માની અવ્યક્ત શક્તિ—આપણી માતાની માફક આપણાં દુઃખ વખતે આપણી બાજુએ ઉભી રહી આપણને આશ્વાસન આપતાં જણાવે છે કે "એક એવી જાદુઇ ક્રિયા છે કે જે વડે તમે તમારી હાલની સ્થિતિરૂપી હલકી ધાતુને બળ અને શક્તિરૂપ શુદ્ધ સુવર્ણના રૂપમાં ફેરવી શકો. તે જાદુઈ ક્રિયા એજ છે કે **જે કામ તમે હાથ ધરો તે તમારાથી બને તેવું ઉત્તમ બનાવવાનો પ્રયત્ન કરો—વિશેષ સારૂં કરવાની હિમ્મત કરો.** અને તમે તે દિશામાં કેટલે સુધી આગળ વધી શકશો તેનો અત્યારથી ખ્યાલ બાંધતા ના. અણીના પ્રસંગે તમારામાં રહેલું છુપું બળ પ્રકટ કરવામાં હું મદદ આપીશ. તમારી શક્તિ આટલી નજીવી લાગે છે, તમારો વિકાશ આટલો ધીમો લાગે છે, માટે જરાપણ ગભરાતા ના. દુનિયાના મોટા મોટા પુરૂષો પણ અમુક ધંધામાં નિષ્ફળ નીવડયા હતા."

એવી એક જુની દંતકથા ચાલી આવે છે કે જે શત્રુને આપણે મારીએ તેનું બળ આપણામાં આવે છે. આ દંતકથા આપણા ચારિત્રને બરાબર બંધબેસતી આવે છે. જે પ્રમાણમાં આપણે અમુક વિકાર, વિચાર, લાગણી, કે વાસનાપર જય મેળવીએ, મનના અમુક વલણને દાબી આપણી આત્માની ઈચ્છા પ્રમાણે વર્તીએ, તે પ્રમાણમાં કુદરતમાં આપણું તે વિજયનું બળ જમે થાય છે, અને તે અણીને પ્રસંગે આપણને મદદગાર થાય છે.

જો કોઈ મનુષ્ય સંમુખ આપણે તેના ભવિષ્યનો પૂર્ણ ચિતાર રજુ કરીએ અને કહીએ કે તારે આટલી કસોટીઓમાંથી પસાર થવું પડશે, આટલાં દુઃખો ભોગવવાં પડશે, આટલી નિષ્ફળતાઓ ખમવી પડશે, આટલું નુકસાન થશે, આટલો મંદવાડ આવશે, આટલું નિરાધારપણું ભોગવવું પડશે અને પછી પૂછીએ કે કેમ ભાઇ! તું તે સહન કરીશ? તો તરતજ તે જવાબ આપશે કે "મારાથી તે સહન થશે નહિ" પણ આપણે જોઇએ છીએ કે તે સહન કરી શકે છે, અને સહન કરે છે. જે વસ્તુની પ્રાપ્તિની આશામાં તેણે સર્વ-

સ્વનો ભોગ આપ્યો હતો, તે વસ્તુ પાસે આવતાં આશા નિરાશારૂપ થઈ જાય છે. જે મિત્રો ઉપર તેણે વિશ્વાસ રાખ્યો હતો, તે તેને દગો દે છે, દુનિયા તેના તરફ બેદરકારીથી જુએ છે. જે પુત્રને પોતાના જીવનનો પ્રદીપ ગણતો હતો, તે તેના નામને કલિંકિત કરે છે. મરણ તેની પ્રાણપ્રિયાને ઉપાડી જાય છે. આ બધા દુઃખદ પ્રસંગોમાં ધૈર્ય આપી ટકાવી રાખનાર તેના આત્માનું છુપું બળ નહિ તો બીજું શું ?

આ છુપું બળ એ સ્વર્ગીય રસ છે, તેમાંથી એક દિવસ ચાલે તેટલું તે આપવામાં આવે છે. બીજે દિવસે નવું બળ આપવામાં આવે છે. પાઇસાના બુરજામાં એવી એક સીધી ઉભી નીસરણી છે કે એક વખતે એકજ પગથીયું જોવામાં આવે છે. પણ એક પગથીયું ચઢવામાં આવે છે, એટલે બીજું પગથીયું નજરે પડે છે, અને આ પ્રમાણે પગથિયે પગથિયે ચઢતાં ચઢતાં છેક ઉંચે સુધી મનુષ્ય પહોંચી શકે છે. આપણામાં અનંત બળ રહેલું છે. જેમ જેમ જરૂર પડતી જાય છે, તેમ તેમ તે બળ પ્રકટ થતું જાય છે. આપણે ગમે તે પ્રવૃત્તિમાં જોડાયા હોઇએ, આપણી ગમે તેવી જરૂરીઆતો હોય, છતાં આપણા મનમાં લાગવું જોઇએ કે આપણામાં અનંત બળ વાપર્યા વગરનું રહેલું છે. જો આપણને તે બળમાં શ્રદ્ધા હોય, અને જો દરેક બાબતમાં આપણાથી બનતું સારામાં સારૂં કામ કરીએ તો આપણી અપ્રકટ શક્તિ જરૂર પ્રકટ થશે, અને આપણને પોતાને પણ આશ્ચર્ય લાગે તેવાં અદ્દભુત કામો આપણે કરી શકીશું. આપણે દિવ્ય પ્રભુના અંશ છીએ. જે જ્ઞાન, પ્રેમ અને શક્તિ આપણામાં પણ તિરોહિત-ગુપ્ત છે, તેમને પ્રકટ કરવાં એજ આપણો પરમ ધર્મ છે. અને એ પ્રકટ કરવા માટે પ્રથમ આપણામાં તે છે, એવી શ્રદ્ધા રાખવી, અને જે જે કામ હાલ કરવાનાં આવી પડે તે તે કામ આપણે આપણી પૂર્ણ શક્તિથી પ્રભુને અર્પણ કરવાનાં હોય તેવાં ઉત્તમ કરવાં જોઇએ.



## પ્રકરણ ૧૦ મું.

# આત્મસંયમ.

જગતના તમામ જીવો કરતાં મનુષ્યનો એક બાબતમાં વિશેષ અધિકાર છે. મનુષ્યને સ્વતંત્ર ઇચ્છાશક્તિ આપવામાં આવી છે. આ ઇચ્છાશક્તિનો સદુપયોગ તેમજ દુરૂપયોગ પણ થાય છે; માટે મનુષ્યને શિર જોખમદારી પણ તે જ પ્રમાણમાં ઘણી મોટી છે. માટે પોતાનું ખરૂં સ્વરૂપ જાણી તે સ્વરૂપને શોભે તેવું વર્તન રાખવું એજ મનુષ્ય જીવનનો પરમ ઉદ્દેશ છે.

હવે આપણે આ પ્રકરણના મથાળે આપેલા એ શબ્દોનો ખરો અર્થ તપાસીએ. આપણે આત્મસંયમ તેના વિશાલ અર્થમાં વાપરીશું. આત્મસંયમ એટલે શરીરપરનો સંયમ, કે વાસના પરનો સંયમ કે મન પરનો સંયમ એમ નહિ પણ તે ત્રણે પર એવા પ્રકારનો સંયમ હોવો જોઇએ કે તે ત્રણને આત્મા પોતાનાં સાધન તરીકે વાપરે. આ શરીર, વાસના અને મન એક બીજા સાથે એવો સંબંધ રાખે છે કે ખરી રીતે આપણે તેમને જૂદા પાડી શકીએ નહિ. મરણ સમયે પણ વસ્તુતઃ જુદાપણું થતું નથી. છોડાં ચાલ્યાં જાય છે, પણ અંદરનો ગળ તો ટકી રહે છે. આપણું આ સ્થૂલ શરીર નાશ પામે છે, પણ સૂક્ષ્મ શરીર રહે છે.

જ્યાં સુધી આ વિશ્વ અસ્તિત્વ ધરાવે છે, ત્યાં સુધી કોઈ પણ જીવ આકાર–શરીર વગર રહી શકે નહિ. આપણી ચર્મચક્ષુએ તે સૂક્ષ્મ શરીર આપણે દેખી શકીએ નહિ, પણ કોઈ પણ જીવ શરીર વગર ટકી શકે નહિ એ વાત ચોક્કસ છે.

આખું વિશ્વ એ પ્રભુનું વિરાટ શરીર કહી શકાય. આ વિશ્વમાં

એવી અનેક વસ્તુઓ છે કે જે આપણે આપણી આ સ્થુલ દૃષ્ટિથી જોઈ શકતા નથી. વાજીંત્રોમાંથી એવા ઘણા સૂક્ષ્મસૂરો નીકળે છે કે જે કાનવડે સાંભળવામાં આવતા નથી. આપણાસૂક્ષ્મદર્શક યંત્ર, દુરબીન, ધબકારા માપવાનું યંત્ર, એક્ષરેઝ વગેરે અનેક સાધનો વિજ્ઞાનશાસ્ત્રીઓ શોધી કાઢતા જાય છે, છતાં આખા વિશ્વનો ઘણો અલ્પ અંશ આપણા જાણવામાં આવ્યો છે. એક પ્રખ્યાત વિજ્ઞાન-શાસ્ત્રી લખે છે કે: "જે અમે શોધી કાઢવાને સમર્થ થયા છીએ તે દરિયા કિનારે પડેલી કેટલીક છીપો અને શંખલા માત્ર છે, બાકી આખો દરિયો તપાસને માટે ખુલ્લો પડ્યો છે." જો આપણા કાન તીવ્ર હોય તો આપણે ઝાડમાં ઉંચે ચઢતા રસનો, ઉગતા ઘાસનો, ઉડતી માંખીનો અવાજ સાંભળી શકીએ. આપણી આંખો જો તીવ્ર હોય તો સાત રંગ નહિ પણ ૭૦ જાતના વિવિધ રંગો પારખી શકીએ. આ અને બીજી અનેક બાબતો જાણવાનું આપણામાં સામર્થ્ય છુપું રહેલું છે. તે ગુપ્ત સામર્થ્ય કેમ પ્રકટ થાય એજ મોટો પ્રશ્ન છે. તેને વાસ્તે બે માર્ગ છે; **આત્મજ્ઞાન** અને **આત્મસંયમ.** પ્રથમ આપણે કોણ છીએ, અને આપણામાં કેવું અને કેટલું સામર્થ્ય છે, તે જાણવું જોઈએ. આપણે પ્રભુના અંશ છીએ; અમર આત્માઓ છીએ, અને જે શક્તિઓ પ્રભુમાં પ્રકટ છે, તેજ શક્તિઓ આપણામાં પણ બીજ રૂપે રહેલી છે. અત્યાર સુધીની દુનિયાની પ્રગતિ માટે મનુષ્યોજ જવાબદાર છે. મનુષ્યનું મન આખી દુનિયાનું સ્વરૂપ ફેરવી શકે. દુનિયામાં જે જે સારાં યા નરસાં કામો થાય છે, તેમાં મનુષ્યો મોટે ભાગે જોખમદાર છે. ધરતીકંપ દુકાળ, મરકી, લડાઈઓ, વગેરે અનેક અનર્થોનું કારણ મનુષ્યોનાં પાપી મન છે. મનમાં એકઠી થયેલી ખરાબ શક્તિઓ અનેક અશુભ બનાવો રૂપે પ્રકટ થાય છે. દુનિયાના બધા બાહ્ય બનાવોનું મૂળ મનુષ્યની ભાવનાઓ છે. પ્રથમ ચિતારો મનમાં કલ્પના કરે છે, તે પ્રમાણે બાહ્ય ચિત્ર ખડું થાય છે. કવિ પ્રથમ મગજમાં કલ્પના કરે છે, પછી તે

કાવ્યરૂપે પ્રકટ થાય છેઃ પ્રથમ કોઇ પણ ભાવના મનુષ્યના મગજમાં પ્રકટે છે, તે ભાવના બળ મળતાં સ્થૂલ રૂપમાં પ્રકટ થાય છે. આ રીતે વિકાસક્રમમાં એવો પણ સમય આવે છે કે જ્યારે બાહ્ય કાર્યોને તે મનુષ્ય પોતાની ભાવના પ્રમાણે દોરી શકે છે. તેવો મનુષ્ય ભવિષ્યનો નિયંતા થાય છે અને ઇતિહાસ રચે છે. પણ આવું કામ કરવા માટે પોતાની શક્તિનું ભાન હોવા ઉપરાંત તે શક્તિને સંયમમાં રાખતાં તેણે જાણવું જોઈએ. એક વિજ્ઞાનશાસ્ત્રી જણાવે છે કે હાલમાં વીજળીના બળનો ૯૦ ટકા નકામો વ્યય થાય છે. એક યંત્ર અથવા મોટર દોડાવવામાં જે વીજળીનું બળ આવશ્યક છે, તેના કરતાં ૯ ગણું બળ વાપરવામાં આવે છે. થોડા સમયમાં આ નકામી જતી શકિતનો સારો વ્યય કરવાનું શોધી કાઢવામાં આવશે, તે વખતે તેટલી જ શક્તિથી આપણે નવગણું કામ કરવાને સમર્થ બનીશું. આપણામાં કેટલી શક્તિ તિરોહિત છે, તે આપણા કલ્પામાં આવતું નથી. મનુષ્યનો આત્મા અમર છે, અને તેનું ભવિષ્ય એક એવી વસ્તુનું ભવિષ્ય છે, કે જેના વિકાસ અને મહત્તાને કાંઈ હદ નથી. આપણી શક્તિનો સંયમ કેમ કરવો, અને સમય આવે એકાગ્રતાથી તે કેમ વાપરવી, તેના જ્ઞાન ઉપર આપણી પ્રગતિનો આધાર છે. આ આપણે કરી શકતા નથી, અને તેથીજ જ્યાં ત્યાં નબળા બાંધાના, નિઃસત્ત્વ, અને ભમતા મગજના મનુષ્યો આપણી નજરે પડે છે. ઉપરનો નિયમ મન તથા શરીરને એક સરખી રીતે લાગુ પડે છે. એક દષ્ટિબિન્દુથી એમ કહી શકાય કે શક્તિનો વસ્તુતઃ નાશ થતો નથી, પણ જો તે શકિતને કાબુમાં રાખી તેનો સદ્‌વ્યય કરવામાં ન આવે તો તે ખોઈ બેઠા. જે ખરી શક્તિ છે, તે ઉપયોગ કરવાથી કદી ઘટતી નથી. પણ તેનો દુરુપયોગ કરવાથી તે શકિતનું ઉપયોગીપણું મર્યાદિત થાય છે.

કોઇકિ વખત આપણામાં નબળાઇ આવી જાય છે, અને આપણામાં કામ કરવાની બીલકુલ શકિત નથી, એમ ભાસે છે, ત્યારે બીજી વખતે આપણામાં ઉત્સાહ જણાય છે. દરેક કામ કરવું સુગમ લાગે

છે, અને જગત ઉત્સાહમય લાગે છે. આનું કારણ તપાસવાને આપણે તત્ત્વજ્ઞાનના ઉંડા પ્રદેશમાં પ્રવેશ કરવો પડશે. વસ્તુઓના પ્રારંભના સમયમાં જેને આપણે ઇન્દ્રિયો અને મગજના તંતુઓ કહીએ છીએ, તે હયાતીમાં નહતા. પણ જીવને જ્યારે ખોરાક લેવાની ઇચ્છા થતી, ત્યારે તે ખોરાક લેવાનું અને પચાવવાનું સાધન અમુક વખતને માટે તૈયાર કરવામાં આવતું હતું. જ્યાં ક્ષુધાની તૃપ્તિ થઈ, ત્યાં તે સાધન અદૃશ્ય થતું હતું. વળી ફરીથી જરૂર પડતાં ફરીથી તે સાધન ઉત્પન્ન કરવામાં આવતું હતું; પણ કુદરત કરકસરથી કામ કરે છે, એમ વિજ્ઞાનશાસ્ત્રીઓએ સાબીત કર્યું છે. તે ઉપરથી કુદરતે એવો નિશ્ચય કર્યો કે અમુક સાધનો-ઈંદ્રિયો જો હમેશને વાસ્તે રચવામાં આવે તો તેમાં શક્તિનો ઓછો વ્યય થાય અને આ ઉપરથી મુખ, આંખ, કાન, નાક, જીભ વગેરે જૂદાં જૂદાં સાધનો હયાતીમાં આવ્યા, આ એક કલ્પના નથી.

આ બાબતને આપણા, પ્રાચીન ઉપનિષદો ટેકો આપે છે. છાંદોગ્ય ઉપનિષદ્ જણવે છે કે આત્માએ જોવાને ઇચ્છયું, અને આંખો ઉત્પન્ન થઇ, સાંભળવાને ઇચ્છયું અને કાન ઉત્પન થયા, વિચાર કરવાને ઇચ્છયું અને મન ઉત્પન્ન થયું. અંદરનો જીવ કામ કરવા માંડે છે, તેમ તે કામ કરવાનાં ઉત્તમ અસ્તિત્વમાં આવતાં જાય છે.

આ જીવ અથવા આત્મા એ આપણે પોતે છીએ, એ વાત ભૂલવી જોઇતી નથી. આપણે કોઇને એ પ્રશ્ન પૂછીએ કે "તારે આત્મા છે.? શું તું મરી જઇશ ?" તો દરેક જણ સ્વાભાવિક રીતે કહે છે કે "મારે આત્મા છે." અને "હું મરી જઇશ." આ બે મોટી ભ્રાંતિઓ છે. તે ભ્રાંતિ દૂર કર્યા સિવાય મનુષ્ય કદાપિ પ્રગતિ કરી શકે નહિ. "મારે આત્મા છે" એવું કહેનાર એમ માને છે કે હું શરીર છું અને મારામાં આત્મા જેવું કાંઇક તત્ત્વ છુપું પડેલું છે. ખરી વાતતો એ છે કે હું પોતે આત્મા છું, અને શરીર તો મારે કામ કરવાનું સાધન છે. બીજો ઉત્તર પણ એટલો જ ભ્રમાત્મક

છે. જે મનુષ્ય પોતાને શરીર રૂપ માને છે તે તો એમજ કહે હું મરી જઈશ. પણ ખરો જ્ઞાની જાણેછે કે હું અમરઆત્મા છું તે તો બેધડક એમજ જણાવશે કે " હું કદી મરતો નથી, " આ સ્થુલ ભુવનમાં કામ કરવાનું મારૂં સાધન–આ શરીર મરણથી નાશ પામશે. પણ પણ હું તો ભૂત કાળમાં હતો, અત્યારે વિદ્યમાન છું અને ભવિષ્યમાં પણ સદાકાળ રહેવાનો છું એવો એક પણ સમય ન હતો કે જ્યારે હું ન હતો, અને ભવિષ્યમાં પણ સર્વથા સર્વદા મારૂં અસ્તિત્વ જળવાઈ રહેશે. આપણે આ અમર આત્મા છીએ. આ બાબત સમજ્યા પછી બીજો પ્રશ્ન જે આત્મસંયમનો તે ઘણો સરલ થઇ જાય છે.

આત્મા પોતે શાંત અને સ્થિર છે. તેનાં ત્રણ સ્વરૂપો સત, ચિદ્ અને આનંદ છે. અર્થાત તે અસ્તિત્વ ધરાવે છે તે જ્ઞાનરૂપ છે તે પ્રેમ રૂપ છે. પણ આત્માને જૂદાં જૂદાં સાધનોદ્વારા કામ કરવાનું છે, અને તે સાધનોની ખામીને લીધે, આપણે વસ્તુનું ખરૂં સ્વરૂપ પીછાણી શકતા નથી, અને અજ્ઞાનથી તે ખામી આત્માપર મૂકીએ છીએ. દાખલા તરીકે જ્યારે આત્માનું એક સાધન મન બાહ્ય વસ્તુઓમાં આસક્ત થઇ જાયછે, ત્યારે સારૂં ખોટું પારખવાની વિવેકશક્તિ તેમાંથી ચાલી જાય છે, અને તે એવા વિચાર પ્રદર્શિત કરે છે કે જેથી તેનામાં આત્મત્વ છે કે નહિ તે સંબંધમાં પણ કોઇને શંકા પડે. આવી સ્થિતિમાં આપણે એમ બોલી જઇએ છીએ કે તે તો પાપી છે, તેના જીવનમાંથી પ્રભુ ચાલ્યો ગયો છે; પણ આમ કહેવું એ ભૂલ ભરેલું છે.

સૂર્ય વાદળાથી આચ્છાદિત થાય માટે સૂર્ય નથી, એમ કહેવું જેટલું સદોષ છે, તેટલું જ માનસિક વિકૃતિને ખાતર આત્માની ખોડ કાઢવી એ સદોષ છે. મધ્યબિંદુમાં–આત્મામાં સમત્વ અને શાંતિ ટકી રહેલાં છે. પણ મન–દ્વારા તે શક્તિઓ પ્રકટ થતાં મનની અસ્થિરતા તથા સંક્ષોભને લીધે આપણે આત્માની શાંતિ કે

સંયમ જોઇ શકતા નથી. જે શાંતિ અને સંયમ આત્મામાં પ્રકાશી રહ્યા છે, તે પોતાના દરરોજના જીવનમાં જો મનુષ્ય ઉતારી શકે તો તે મનુષ્ય દૈવી બની જાય, અને દુનિયામાં વસવા છતાં અસલમાં બ્રાહ્મણો કહેવાતા હતા તેમ **ભૂદેવ** બને. તે વખતે **મનુષ્ય પોતાના બળથી નહિ પણ પ્રભુના સમગ્ર બળથી કામ કરવા માંડે છે, અને હજારો અને લાખો મનુષ્યથી ન થઈ શકે તેવું ભગીરથ કામ તે સહજમાં પાર પડે છે.**

આ બધું કરવાનો ઉપાય અથવા સાધન સંયમ છે. આત્મ-સંયમનો અર્થ બાહ્ય બાબતોમાં આપણા ઉપર મર્યાદાઓ મૂકવામાં અથવા તો અમુક પ્રકારનો નિગ્રહ કરવામાં સમાઇ જતો નથી. પણ આપણા વ્હાણનું સુકાન પ્રભુના સંયમમાં–કાબુમાં પૂર્ણ ભાવથી અને સર્વથા સોંપવામાં ખરો આત્મસંયમ રહેલો છે. જ્યારે મનુષ્ય પોતાપણું ભૂલી જઈ અંદરના આત્માને–પ્રભુને સર્વસ્વ સમર્પે છે, તેના ઉપરજ અધાર રાખે છે, ત્યારે જે શાંતિ અને શક્તિ પ્રભુમાં રહેલાં છે, તેનો કાંઇક આભાસ તેને થવા લાગે છે. તે મોટા જલા-શયની સાથે સંબંધ થતાં, ત્યાંથી વ્હેતા પાણીનો જુસ્સો તેના નાના નળમાં પણ પ્રકટ થતો જણાય છે. હવે તે જે કાંઇ ખાય છે, કરે છે, લખે છે, વાંચે છે, બોલે છે, તે સર્વમાં તેની ઉન્નતિક્રમની સ્થિતિ અને શ્રેષ્ટતા જણાઇ આવે છે.

કેટલીકવાર આપણને અમુક બાબતમાં અતિશય રસ પડે છે, અને થોડા સમય પછી તેજ બાબત ઉપર અણગમો પેદા થાય છે. આનું કારણ સંયોગોનું પરિવર્તન એમ આપી શકાય. પણ જેઓ વસ્તુતઃ આંતર જીવન ગાળે છે, તેઓને તો લાગે છે કે વિકાસને વાસ્તે તે અરુચિ થવી જરૂરની છે. સુખ દુઃખનું જોડકું છે. દુઃખને લીધેજ સુખનું મહત્ત્વ આપણા કળ્યામાં આવે છે. અસત્યને લીધે સત્યની પ્રતિષ્ટા થાય છે જો જગતમાં સર્વથા સત્ય હોય તો સત્યને કોઇ માન આપત નહિ. માટે અશુભને પણ આ વિશ્વમાં સ્થાન છે.

આપણે અશુભને તાબે થવું, એમ કહેવાનો આશય નથી: પણ જગતના વિકાસક્રમમાં અશુભ તત્ત્વોનું શું સ્થાન છે, તે સમજવાથી આપણે ડરી ન જતાં તે પર શુભ તત્ત્વો વડે વિજય મેળવી શકીએ.

જો આપણે પ્રભુને આપણા જીવનનું મધ્યબિન્દુ બનાવીએ તો જગતની તમામ વસ્તુઓ–તંદુરસ્તી, સુખ, ઐહિક દોલત અને આંતર જીવનની અનુપમ સમૃદ્ધિ, એ સર્વનો આપણા પોતામાં જ અનુભવ થાય. જે પ્રમાણમાં આપણા પોતામાં સ્વર્ગીય રાજ્યનો આપણે અનુભવ કરવા સમર્થ બનીશું, તે પ્રમાણમાં તે સ્વર્ગીય રાજ્યના પ્રતિબિમ્બ રૂપ બાહ્ય અનુકૂળ સાધનો સ્વયમેવ આપણને આવી મળશે. **જે જે અંદર છે તે વખત જતાં બહાર પ્રકટ થાય છે.** એ કુદરતનો અવિચળ નિયમ છે. જો આપણે આ આંતર સ્વ-રાજ્યનો વિચાર ન કરીએ અને તેના પ્રતિબિમ્બ રૂપ બાહ્ય વસ્તુઓને પકડવા જઈએ તો તે વસ્તુઓ આપણાથી દૂર ભાગવા માંડે છે, અને કદાચ આપણે તેને સ્વાધીન કરીએ તો પણ આપણા હાથમાં આ-વતાં તે રાખ થઇ જાય છે, અને આપણી નિરાશા તો ઉભીજ રહે છે. જ્યાં સુધી આપણા આંતર જીવનમાં ઈર્ષ્યા, દ્વેષ, નિર્દયતા અને સ્વાર્થ રહેલાં છે, ત્યાંસુધી બાહ્ય જીવનમાં કલહ અને અશાંતિ પ્રકટ થયા વિના રહેશે નહિ. જો આપણને આપણી હાલની જીંદગીથી આપણી પરસ્થિતિથી સંતોષ ન થતો હોય–અને ખરી રીતે કોને થાય છે ?–તો આપણી અંદર નવું સ્વર્ગ અને નવી પૃથ્વી રચવાનો આપણે આરંભ કરવો જોઇએ. આપણે આપણું ખરૂં સ્વરૂપ ભૂલી ગયા છીએ, અને તેથી દોલત, સત્તા અને એવાં બીજાં રમકડાંની પાછળ જવામાં આપણો બધો સમય ચાલ્યો જાય છે. જ્યાં મનુષ્યને આંતર સમૃદ્ધિની ઝાંખી થવા માંડે છે ત્યાં બાહ્ય સમૃદ્ધિ તેની આંખોને ઝાંઝવા વાળતી બંધ થઇ જાય છે. જે જે કામ આપણે કરીએ છીએ તે આપણા જીવનનું ખરૂં સાધ્યબિન્દુ પ્રાપ્ત કરવામાં સાધનભૂત છે, એવી દૃષ્ટિ રાખવામાં આવે તો તે કામમાં અનેરી

મીઠાશ આવે છે, અને તે કાર્યરૂપી પુષ્પ પૃથ્વી ઉપર ઉગવા છતાં સ્વર્ગના વાતાવરણની ગંધ ગ્રહી શકે છે.

જે કામને વાસ્તે જેટલી શક્તિ જરૂરની હોય તેના કરતાં વધારે શક્તિ વાપરવાથી શક્તિનો મિથ્યા વ્યય થાય છે. ભાષણ કરવામાં મોટા બરાડા પાડવાથી અથવા હાથના અનેક ચાળા કરવાથી, અને શરીરને આમ તેમ વીંઝી નાખવાથી જે કામ નથી થઇ શકતું તે ચોખ્ખી રીતે બધા સાંભળી શકે તેમ ખરા જીગરના શબ્દો બોલવાથી થઇ શકે છે. ઉંચામાં ઉંચું ભાષણ એ હૃદયની ભાષા છે. એ હૃદયની ભાષા સાદા શબ્દોમાં હોવા છતાં તેમાં કાંઇ એવી અલૌકિકતા, એવું કાંઇ તેજ અને એવી કાંઈ શક્તિ હોય છે, કે તે સામાના હૃદયને સ્પર્શ કરી, ત્યાં સ્થાન મેળવે છે, અને તે વિચારને અનુકૂળ કાર્યો કરવાને શ્રોતાને પ્રેરે છે. આપણે એ હૃદયની ભાષા હજુ શીખ્યા નથી, અને તેથીજ અનેક ભાષણો થવા છતાં તેની અસર પ્રમાણમાં ઘણી જુજ માલૂમ પડે છે.

યુરોપમાં મધ્યકાળમાં **સેંટ ફ્રેન્સીસ ઓફ એસીસી** એ નામના એક પવિત્ર ખ્રીસ્તી સંત થઈ ગયા. તેમનું જીવન જ ઉપદેશમય હતું. તે જંગલમાં જાય ત્યારે સર્પ તેમના હાથે વીંટળાઇ જાય પક્ષીઓ તેમના ખભા પર કે હાથ પર આવી બેસે; પશુઓનાં ટોળાં તેમની પાછળ પાછળ ચાલ્યાં જાય. તે નિર્ભયપણે જંગલમાં બધા સોબતીઓ સાથે ફર્યા કરે. એક વખતે તેમના એક શિષ્યે તેમને કહ્યું: "ગુરૂજી ! હમણાંથી આપ ઉપદેશ આપવા જતા નથી; માટે કાલ સવારે તો જરૂર તે કામ કરો." ગુરૂએ તે વાત સ્વીકારી. બીજે દિવસે પ્રાતઃકાળમાં ગુરૂ શિષ્ય ઉપદેશ આપવા નીકળ્યા. ગુરૂ આગળ અને શિષ્ય પાછળ એમ તેઓ ચાલતા હતા. તેઓ તે શહેરની દરેક ગલીએ ગલીએ ફર્યા અને બપોરના બાર વાગતાં પોતાના મઠમાં પાછા આવ્યા. ગુરૂ કોઇ પણ સ્થળે ઉપદેશ આપશે, એવી આશાથી શિષ્ય સાથે ફરતો હતો. હવે ધીરજ હાથમાં ન રહી અને તે બોલી ઉઠયો

"સાહેબ ! તમે કાલે કહ્યું હતું કે હું ઉપદેશ આપીશ, અને તમે તો આજે આખા શહેરમાં ફર્યા, પણ કોઇને એક વચન જેટલો પણ બોધ કર્યો નહિ. આમ કેમ ?" ગુરૂએ કહ્યું "બેટા ! તું આ કામમાં નવો શીખાઉ છે. આપણે જે વખતે શહેરમાં ફરતા હતા, તેજ વખતે શહેરમાં ઉપદેશ આપતા હતા. આપણા તરફ જોઇ લોકો આપણા જીવનથી અનેક પ્રકારનો બોધ ગ્રહણ કરતા હતા."

જ્યાં સુધી મનુષ્યો તર્કનો આશ્રય લીધા કરે છે, ત્યાં સુધી ભેદભાવ રહેવાના અને વધવાના. મનનો સ્વભાવ ભેદભાવ ઉત્પન્ન કરવાનો છે. બ્રહ્મસૂત્રમાં લખ્યું છે કે તર્ક પર આધાર રાખી શકાય નહિ તમે ઘણો શ્રમ લઇ એક બાબત દલીલથી પ્રતિપાદન કરો, તેજ બાબત તમારા કરતાં વધારે દલીલની શક્તિ ધરાવનાર પુરૂષ અસત્ય ઠરાવે. અને ત્રીજો પુરૂષ બીજાનું કથન વધારે મજબૂત દલીલોથી તોડી શકે. માટે જ્યાં સુધી સત્યના નિર્ણયનો આધાર કેવળ દલીલ પર છે, ત્યાં સુધી કલેશ કંકાસનો અંત કદાપિ આવશે નહિ.

ઇતિહાસ ઉપરથી આપણને માલમ પડે છે કે આ જગતમાં શારીરિક ઘાતકીપણાના ઘણા ત્રાસદાયક બનાવો બનવા પામ્યા છે, પણ માનસિક ઘાતકીપણું ઓછું ભયંકર નીવડયું નથી. જેની કેવળ બુદ્ધિ ખીલેલી છે, પણ જેના અંતઃકરણમાં દયા નથી, તેવો મનુષ્ય જીવતો હેવાન છે. ધર્મને નામે અનેક ઝગડાઓ ભૂતકાળમાં થતા અને અત્યારે પણ થાય છે, તેનું ખરૂં કારણ એ છે કે ધર્મના પરમ સત્યોને આપણે મનવડે સિદ્ધ કરવા મથીએ છીએ. કેલ્વીએ પોતાના મિત્રને ચિતા ઉપર બાળી નાંખવાની રજા આપી, કારણકે તેનો મિત્ર ધર્મની અમુક માન્યતામાં પોતાનામાંથી જૂદો પડતો હતો. અત્યારે ધર્મની બાબતોમાં વિચારથી જુદા પડનારને આપણે શરીરથી બાળી નાખતા નથી, પણ તેના સાંસારિક કામોમાં, તેના વ્યાપાર રોજગારમાં, અને બીજી અનેક બાબતોમાં આપણે તેને કનડીએ છીએ. જ્યારે આપણે આ મનની સૃષ્ટિની પેલી પાર જઇ શકીએ, ત્યારે જ આપણે

એકતાના ભુવન તરફ જઇ શકીએ, અને ત્યારે જ શાશ્વતી એકતાનો અનુભવ આપણે કરી શકીએ. જ્યાં સુધી બાહ્ય વસ્તુઓ અને પરિસ્થિતિ ઉપર આપણે આધાર રાખીએ છીએ, ત્યાં સુધી આપણી સમતોલવૃત્તિ કદાપિ રહી શકશે નહિ; આપણે એકદેશીય થઇશું અને જીવન નિરાશામય થશે. જીવન એવું નીરસ બની જશે કે એવા જીવનમાં અને મરણમાં આપણને જરા પણ ભેદ લાગશે નહિ. એવું જીવન એ જીવતું મરણ છે.

જે મનુષ્યનું મન તંદુરસ્ત છે તેને જીવનમાં રસ લેવાનાં એટલાં બધાં સાધન મળી આવે છે કે એક બાબત પુરી ન થાય તે પહેલાં તો બીજી બાબતમાં તેનું લક્ષ ખેંચાય છે. આખી જીંદગી તેને આ બધી બાબતો વાસ્તે પણ ટુંકી લાગે છે. તંદુરસ્ત મન કાંઇકને કાંઇક રસમય પ્રવૃત્તિ શોધી તેમાં કામ કરતુંજ હોય છે. તે છતાં એવા પણ મનુષ્યો માલમ પડે છે કે જેઓ ભરજુવાનીના સમયમાં રસ ભોગવવાની બધી શક્તિ ગુમાવી બેઠા હોય છે અને તેમને વાસ્તે જીંદગી કેવળ ભારરૂપ અને અસહ્ય થઇ પડે છે. મોજશોખમાં, ભોગવીલાસમાં અને હરેક પ્રકારની ઇચ્છાઓ તૃપ્ત કરવામાં તેઓ એટલા બધા ગરક થઇ ગયા હતા કે છેવટે ઇચ્છાઓ પોતાની મેળે મરી ગઈ. અને હવે જીવન કેવળ નીરસ થઈ ગયું. આવું શૂન્ય અને નીરસ જીવન શારીરિક દુઃખ અને માનસિક ચિંતાઓ કરતાં પણ વધારે દુઃખકર અને ત્રાસદાયક હોય છે. માનસિક ચિંતામાંથી મુકત થવાના ઉપાયો જડી આવેછે; શારીરિક દુઃખ–રોગ મટાડવાનાં સાધનો મળી આવે છે, અને રોગ જતાં આરામ અને શાંતિનો અનુભવ થાય છે. પણ જે મનુષ્ય જીવનના હરેક પ્રકારના સુખથી ધરાઈને કંટાળ્યો છે, તેનો કંટાળો દૂર કરવાને કોઇપણ માર્ગ નથી. 'માર્ગ નથી' એમ કહેવું એ સર્વથા સત્ય નથી. અનંત જ્ઞાની અને અનંતપ્રેમાળ પ્રભુના વિશ્વમાં સર્વથા માર્ગ નથી એમ તો કહી શકાય જ નહિ. તેને વાસ્તે માર્ગ તો છે. તેમાર્ગ **હુંપણાને ભૂલવવામાં, પોતાનાં કર્તવ્યો બજાવવામાં અને સર્વ તરફ પ્રેમ રાખવામાં** રહેલો છે.

મી. પેટરસન નામનો વિદ્વાન લેખક આ વિષયનું વિવેચન કરતાં લખે છે કે: " થોડા મહિના ઉપર મને એક ચાલીસ વર્ષનો મનુષ્ય મળ્યો. પણ તેના ચહેરા ઉપરથી તે સાઠ વર્ષનો હોય એમ જણાતું હતું; કારણકે તે જીવનની મજા ભોગવીને કંટાળી ગયો હતો. દુનિયામાં કાંઈ પણ વસ્તુ તેને વાસ્તે રસ આપનારી રહી ન હતી. તેને જીવનની સર્વ વસ્તુઓમાંથી રસ પીધો હતો: પણ બદલામાં કાંઇ પણ આપ્યું નહતું. તે વિદ્વાન હતો તેમજ વ્યાપારી હતો. તેણે ઘણા દેશોમાં પર્યટન કર્યું હતું; ઘાટ ઘાટના પાણી તેણે પીધાં હતાં. પણ ચાલીશ વર્ષની વયે તે એવી સ્થિતિએ પહોંચ્યો હતો કે હવે જીવનમાં તેને જરા પણ રસ રહ્યો નહતો. તેની જીંદગી ખારી, લુખી, અને વિષમ બની ગઈ હતી. કુદરતે તેને સારૂં શરીર આપ્યું હતું, પણ તેણે તે કુદરતી બક્ષીસનો દુરુપયોગ કર્યો હતો, અને પાછી પાની કર્યા વિના બેદરકારીથી તેણે એવી જીંદગી ગાળી હતી કે ચાળીશ વર્ષમાં તો તેના વાળ શ્વેત થઈ ગયા હતા, અને વૃદ્ધાવસ્થાનાં બધાં ચિહ્ન તેના શરીર ઉપર જણાઇ આવતાં હતાં. તેણે અભ્યાસ અને મુસાફરીથી જે જ્ઞાન મેળવ્યું હતું તે તેના જીવનમાં ખરૂં ઉપયોગી નીવડી શક્યું નહિ. તેનું મન પોતાના સ્વાર્થી વિચારમાં એટલું બધું તલ્લીન થઇ ગયું હતું કે કઇ વસ્તુઓ તેણે ખાધી, કયા માદક પીણાં તેણે પીધાં, કેટલા કલાક તે સુઇ રહ્યો, અને કલબમાં તે કઇ રમત રમ્યો, તેના વિચાર સિવાય બીજો કોઈ પણ વિચાર તેના મનમાં દાખલ થઇ શકતો નહતો. તેની દુનિયાનું મધ્યબિંદુ તે પોતે જ હતો. "

આ ઉપરનું ચિત્ર બરાબર તપાસીએ અને તે ચિત્રના નાયકના ચારિત્રનું પૃથક્કરણ કરીએ તો આપણને જણાશે કે તે મનુષ્ય બાલ્યાવસ્થામાં તદ્દન સ્વાર્થી હોવો જોઇએ. આથી જ્યાં સુધી તેની અંગત ઇચ્છાઓ અને વાસનાઓ તૃપ્ત ન થાય ત્યાં સુધી તેને સંતોષ મળી શકે નહિ. કેવી રીતે મજા અને સુખ ભોગવવાં, એજ તેના જીવનનો મુખ્ય ઉદ્દેશ થઈ રહ્યો હતો. **આપવું** એ શું તે એ હજુ સુધી સમ-

જ્યો નહતો. આ રીતે સુખ મેળવવાની યોજનાનું પરિણામ અસંતોષ અને અશાંતિમાં આવ્યું; કારણ કે બીજાને સુખ આપ્યા સિવાય લાંબા વખત સુધી જીવનમાં સુખ મેળવવું એ કુદરતી નિયમથી વિરુદ્ધ છે, અશક્ય છે. માટે જીવનથી ધરાઈ જઈ કંટાળો ઉપજવાની સ્થિતિ ક્યારે આવે તે કહી શકાય નહિ. પણ જેઓ બીજાને સુખ આપવા માગતા નથી, અને સુખ મેળવવાને જ પ્રયત્ન કર્યા કરે છે, તેઓની સ્થિતિ વ્હેલી કે મોડી ઉપર પ્રમાણે થયા વિના રહેતી નથી. ખરૂં સુખ આપવા લેવામાં રહેલું છે. અને જ્યારે સુખ આપવાનું બંધ થાય છે ત્યારે સુખ મળતું બંધ થાય છે, કારણ કે સુખનો પ્રવાહ બંધ કરેલી નીકમાં થઈ વહી શકે નહિ. જો આપણે સ્વાર્થના રંગીન કાચ-દ્વારા વસ્તુઓને જોઇએ તો આપણે જીવનનું સૌંદર્ય અને પ્રકાશ જોઈ શકીએ નહિ, પણ તેને બદલે છાયા અને ગ્લાનિજ જોઈ શકીએ.

આપણું ગમે તે દૃષ્ટિબિંદુ હોય પણ એટલું તો ચોક્કસ છે કે સૂર્ય આકાશમાં પ્રકાશી રહ્યો છે, પક્ષીઓ ગીત ગાઇ રહ્યાં છે, અને જો આપણા જીવનરૂપી સૂર્ય અને આપણી વચ્ચે સ્વાર્થના વાદળને આવવા ન દઇએ તો વૃદ્ધ તેમજ યુવાન સર્વને વાસ્તે સુખ અને આનંદનાં અનેક સાધનો છે. જે સ્વાર્થને વાસ્તે જીવે છે તે મરીજ ગયો છે, મર્યો નહિ હોય તો મરશે જ. તેનો કોઈ પ્રેમી રહેશે નહિ, તેના બધા મિત્રો તેને તજી દેશે, તે બાહ્ય જીવનનું સૌંદર્ય ભોગવી શકશે નહિ; તે જીવનનો આનંદ ભોગવી શકશે નહિ. આ બધી વસ્તુઓ મોજુદ છે, પણ સ્વાર્થને લીધે તેનો આનંદ આપણે લઇ શકતા નથી.

મૃત્યુ એ ઓછું થતું જીવન છે; અને આપવાથી જીવન વધે છે. જો આપણે જીવનના ઉચ્ચ આદર્શો સંબંધીનું અનુપમ જ્ઞાન, આપણે જ્ઞાની કહેવાઇએ એ હેતુથી, મેળવતા હોઇશું તો વખત જતાં આપણે તેવા જ્ઞાનથી પણ કંટાળી જઇશું. કારણ કે નહિ આપવાથી જ્ઞાન આવતું બંધ થશે, એટલું જ નહિ પણ તે જ્ઞાન મેળવવાની ઇચ્છા જે પ્રથમ તીવ્ર હતી, તે પણ કરમાઇ જશે. **આત્માનો સ્વ-**

**ભાવ આપવાનો છે, પ્રકૃતિના બનેલા શરીરનો સ્વભાવ ગ્રહણ કરવાનો છે.** જ્યાં કેવળ લેવાનું ચાલે છે પણ આપવાનું કામ બંધ થઈ જાય છે ત્યાં આત્મા કામ કરી શકે નહિ, આત્મા રસ લઈ શકે નહિ, અને તેથીજ ઉપર જણાવ્યા પ્રમાણે 'હદ બહાર ભોગથી કંટાળા'ની સ્થિતિ આવે છે. જે લોકો કાંઇ ને કાંઈ મેળવવાને ઈંતેજાર હોય છે, તેમણે જાણવું જોઈએ કે મેળવવા માટે સૌથી સત્વર ઉપાય બીજાને મદદ કરવામાં રહેલો છે. વધારે જ્ઞાન મેળવવા માટે દુનિયામાં જ્યાં ત્યાં ભટકવાની જરૂર નથી, આપણને મળેલા જ્ઞાનને આપણા જીવનમાં વણી લેવું જોઈએ, અને તે કામને માટે શ્રેષ્ઠ ઉપાય આપણું જ્ઞાન બીજાને આપવાનો છે.

ત્યારે આ ઉપરથી આપણે જાણવું જોઈએ કે જે મનુષ્ય આપવાના સાધનનો અટકાવ કરે છે, તે થોડા વખતમાં કંટાળી જાય છે અને બીજાને મદદ કરવામાં અને આપવામાં જ આપણી અંદર તે તે વસ્તુ બહારથી આવ્યાં કરે છે. જે કામ બીજાના લાભ માટે કરવામાં આવ્યું હોય છે, તે કામમાંથી આનંદ અને સંતોષ ઉપજ્યા વિના રહેતા નથી. જે કામમાં હુંપણું ભૂલાય છે, તે કામમાં વધારે જીવન અને વધારે ઉત્સાહ પ્રકટ થાય છે. શ્રી કૃષ્ણે ભગવદ્‌ગીતામાં યથાર્થ કહ્યું છે કે જે મારે માટે કામ કરે છે, તેનું યોગક્ષેમ હું કરૂં છું. જે વખતે આપણું શરીર તંદુરસ્ત હોય છે, તે વખતે આપણને તેનું ભાન હોતું નથી; તેવી રીતે જ્યારે મન બીજાના હિતમાં સ્થિર થયેલું હોય છે, ત્યારે તે પોતાપણું ભૂલી જાય છે, અને આત્મા તે દ્વારા વિશેષ શક્તિથી પ્રકટ થાય છે.

આપણી પાસેથી કુદરત આશા રાખે છે કે આપણે દરેક બાબતમાં સમતોલવૃત્તિ રાખવી જોઇએ. અતિશયનો સર્વત્ર ત્યાગ કરવો. કારણ કે આઘાત પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે એક બાબતમાં હદ બહાર જતાં તેનું વિરોધી ફળ પ્રકટ થયા વિના રહેતું નથી. હદ બહાર વિષયસુખનું

પરિણામ હદ બહાર દુઃખ આવે છે; કારણ કે કુદરત પોતાનું સમતોલ જાળવવા પ્રયત્ન કરતી જ હોય છે.

આપણે આ બાબત સ્મરણમાં રાખવી જોઇએ કે જીવનમાં ઘણીખરી બાબતો સારી હોય છે, પણ તેનો હદ બહાર ઉપયોગ કરવામાં આવે તો તેજ દુઃખનું કારણ થઈ પડે છે. જીવનની ઘણી વસ્તુઓ આપણે રસભેર ભોગવીએ છીએ, પણ તેજ બાબતોના અતિશય સેવનથી તે તે બાબતો સુખ આપતી અટકે છે. આ બાબત જેટલી સ્થૂળ સુખને લાગુ પડે છે, તેટલી જ માનસિક સુખને લાગુ પડે છે. દાખલા તરીકે કેટલાક મનુષ્યોને નૉવેલ અને મનોરંજક નવલકથાઓ વાંચવાનો શોખ પડે છે. તે સિવાય બીજાં પુસ્તકો તેઓ વાંચતા નથી. અને તે વાંચવામાંજ તેમનું મન પરોવાયેલું રહે છે. થોડા સમય તો નવનવા તરંગોથી મન ઉભરાય છે, પણ પછી કંટાળો આવે છે, માનસિક અજીર્ણ થાય છે. સમતોલ રાખવાને બીજી બાબતો વાંચવાની રુચિ રાખી હોત તો આ સ્થિતિ આવત નહિ.

આ બાબત ધર્મને પણ લાગુ પડે છે. નવા ધર્મમાં અથવા નવી ધાર્મિક પ્રવૃત્તિમાં જોડાતાં મનુષ્ય તે વિચારમાં તલ્લીન થઈ જાય છે, જ્યાં ત્યાં તેજ વાત કરે છે; બોલવામાં લખવામાં, વાંચવામાં તેજ વિચારો અગ્ર સ્થાન ભોગવે છે. પણ થોડા વખતમાં તે રસ ચાલ્યો જાય છે, અને મનુષ્ય પ્રથમના જેવો બની રહે છે. માટે હદ બહારના ઉપભોગથી કંટાળો ન આવે તે માટે આપણે સર્વ બાબતોમાં મિત થવું જોઇએ. એક દિવસ બે કલાક કસરત કરી ચાર દિવસ સુધી બિલકુલ કસરત નહિ કરવાથી જે લાભો થાય તેના કરતાં દરરોજ દશ મિનિટ કસરત કરવાથી વિશેષ લાભ થવા સંભવ છે. જીવનમાં એવા પ્રસંગ આવે છે કે જ્યારે સમગ્ર શક્તિ એકજ બાબત પર કેન્દ્રિત કરવી જોઇએ. પણ તે બાબત દરરોજના જીવન વ્યવહારને લાગુ પડતી નથી. તે તો અપવાદના પ્રસંગ છે, અને જે મનુષ્યે નિયમિત

રહેવાની શક્તિ કેળવી હશે, તે તે વખતે પોતાનું સર્વ બળ અજમાવી શકશે.

માટે આત્મસંયમના અભ્યાસીઓએ એકજ બાબતમાં પોતાની શક્તિનો વ્યય કરી તે વસ્તુથી કંટાળવા કરતાં, સર્વાંગ સંપૂર્ણ વિકાસ થાય તેમ પ્રયત્ન કરવો જોઈએ. ખરા આત્મસંયમીની કિંમત અંકાય તેમ નથી.

## પ્રકરણ ૧૧ મું.

# આત્મસંયમનો પ્રભાવ.

The evil passions, rising within the mind, hard to be overcome should manfully be fought. He who conquers these is the conqueror of the world.

અર્થ—મનની અંદર ઉત્પન્ન થતા દુર્જય દુષ્ટ મનોવિકારોની સામે બહાદુરીથી લડવું જોઇએ. જે તેમનાપર જય મેળવે છે, તે ત્રણ ભુવનનો વિજેતા છે.

આત્મસંયમ એ ઘણી ઉપયોગી બાબત છે, તેમાં કોઇને શંકા નથી. કોઇ બાલક ઉશ્કેરાઇ જાય, અથવા વડિલોની આજ્ઞા ન માને, અથવા લાલચને વશ થાય તો આપણે તેને જલ્દીથી ક્ષમા આપીએ છીએ. કારણકે આપણે જાણીએ છીએ કે તે હજુ બાલક છે. અને હજુ આત્મસંયમનો પાઠ તેને શિખવાનો છે; પણ મનુષ્ય અથવા સ્ત્રી પાસેથી આત્મસંયમની આપણે વિશેષ આશા રાખીએ છીએ. બાલકને હજુ જોખમદારીનું જ્ઞાન નથી. જીવનના યુદ્ધમાં લડવાને બાલક હજુ તૈયાર થાય છે, પણ પુરૂષો અને સ્ત્રીઓ તો જીવનના યુદ્ધમાં ઉતરેલા

છે. તેઓ જવાબદાર વ્યક્તિઓ છે; અને તેથી તેમની પાસેથી આત્મસંયમની આપણે આશા રાખીએ તો તે અયોગ્ય ગણાય નહિ. જેનામાં આત્મસંયમ બીલકુલ હોતો નથી, અથવા બહુજ થોડો હોય છે, તેમને બહુ થોડા મિત્રો હોય છે. બહુજ થોડા મનુષ્યો તેને ચ્હાય છે: તેના અભિપ્રાયની કોઈ દરકાર કરતું નથી, ખરૂં કહીએ તો આવો મનુષ્ય એક તોફાની છોકરા જેવો ગણવામાં આવે છે. આપણે સર્વ આત્મસંયમના પ્રશંસક છીએ. જેઓ જીવનનો ઉદ્દેશ સમજે છે, તે સર્વે એકાગ્રતાથી આત્મસંયમ ખીલવવા મથે છે; કારણ કે તે સિવાય મનુષ્ય કાંઈ પણ વસ્તુ સિદ્ધ કરી શકે નહિ. કેટલાક બાલકો પોતાના પ્રેમાલ અને દિલસોજ માબાપના સંભાળભર્યા રક્ષણ નીચે તે ખીલવવા માંડે છે, ત્યારે બીજા કેટલાક મોટી ઉમરે તે ગુણ ખીલવે છે. સઘળા જનસમાજના નાયકો-પુરૂષો અને સ્ત્રીઓમાં તે આત્મસંયમનો ગુણ હોય છે, આત્મસંયમ એ એમની મહત્તાનું એક કારણ છે.

Self reverence, self-knowledge, self-control,
These three alone lead life to sovereign power.

આત્મસન્માન, આત્મજ્ઞાન અને આત્મસંયમ—આ ત્રણ ગુણ મનુષ્યના જીવનને સર્વોત્કૃષ્ટ સ્થિતિએ લેઇ જાય છે. પણ આટલી પ્રસ્તાવના પછી કોઇ એમ પૂછવા દોરવાય કે આત્મસંયમ એટલે શું? એનો ટુંકાણમાં અર્થ કરીએ તો દેહ, વાસના, અને મન જેનો 'હું' બનેલો છે તેના ઉપર કાબુ મેળવવો તે આત્મસંયમ.

હવે આ આ આત્મસંયમ કેવી રીતે પ્રાપ્ત કરવો, તેને વાસ્તે બે માર્ગ બતાવવામાં આવે છે, આ બન્ને માર્ગો વચ્ચે આકાશ જમીન જેટલું અંતર છે. એક માર્ગ સામે થવાનો છે, બીજો સામે નહિ થવાનો છે, આપણે હવે પ્હેલો માર્ગ જે સામે થવાનો છે, અથવા જેને પ્રતિરોધ માર્ગ કહે છે તે તપાસીએ અને તેની વ્યાવહારિક અસર કેવા પ્રકારની થાય છે તે જોઇએ.

એક મનુષ્ય ક્રોધે ભરાય છે, અને બીજાને મારે છે. બીજો સામો થાય છે, અને વળતો ઘા મારે છે, આ પ્રમાણે

યુદ્ધ થાય છે, તેમાં '**બળીઓ**' મનુષ્ય વિજયી થાય છે—જય મેળવે છે. પણ પ્રશ્ન એ થાય છે કે તેણે જીત્યું શું? જુઓ! સામે તેના શત્રુનું ઘાયલ થયેલું, ઇજા પામેલું થોડા વખત સારૂં બેભાન હાલતમાં આવેલું શરીર પડયું છે, જ્યારે તેનો શત્રુ આ તેની સ્થિતિમાંથી સાજો થાય છે. ત્યારે કદાચ ભયને લીધે એટલો બીકણ થઇ જાય કે સામો ઘા મારવા બહાર ન પડે; પણ તે છતાં તેનું હૃદય જો આપણે તપાસીશું તો આપણને માલુમ પડશે કે તેના હૃદયમાં વેર, ઇર્ષ્યા અને દ્વેષના વિચારો વ્યાપી રહ્યા છે. બે જણ વચ્ચેના કલહનો અંત આવ્યો નથી, ફક્ત થોડા વખતને સારૂ તે દબાઇ ગયો છે; અને જરા નજીવું કારણ મળતાં કલહ પાછો ફાટી નીકળવાનો સંભવ છે. આ પ્રમાણે પરાભવ પામેલા મનુષ્યના મનની સ્થિતિ છે; હવે જીતનારનું મન તપાસીએ. પ્રથમ ક્રોધે ભરાવામાં તેનો આત્મસંયમ કયાં રહ્યો? યુદ્ધ કરવાથી અને જીતવાથી દ્વેષ વધારવા સિવાય તેણે શું વિશેષ કર્યું? ખરૂં કહીએ તો નીતિની અપેક્ષાએ બન્ને પરાભાવ પામ્યા છે; કારણ કે બન્નેએ આત્મસંયમ ખોયો છે. સામા થવાનો નિયમ—પ્રતિરોધનો નિયમ અહિં આ બાબતમાં નિષ્ફળ જાય છે. ઘાના સામો ઘા મારવો એ કામ સરલ છે, પણ તેથી આત્મસંયમ સધાતો નથી,

એક બીજો દાખલો લેઈએ એક મનુષ્ય પોતાના પાડોસી સંબંધી એક હલકી વાત ઉરાડે છે. જેની નિંદા થઇ છે તે મનુષ્ય તે વાત ખોટી છે એમ ઉશ્કેરાઈને બોલે છે, અને પ્રથમ નિંદા કરનારના સંબંધમાં અઘટિત અને ખોટી વાતો ફેલાવે છે, જેનો પ્રથમ નિંદા કરનાર વધારે જોરથી પ્રત્યુતર આપે છે. બન્ને પક્ષના મિત્રો અને સ્વજનો આ ગંભીર ચર્ચામાં ભાગ લે છે. તકરાર વધી પડે છે. તડ અને પક્ષ બંધાય છે. નજીવી બાબતોમાંથી વેર ઝેર બંધાય છે અને તડ પડે છે, ને સેંકડો વર્ષ સૂધી ચાલે છે. કેટલીક જીંદગીઓમાં ખારાશ વ્યાપે છે, અને કેટલાક મિત્રો અને એકજ કુટુંબના મનુષ્યોના

હિલ એક બીજાથી જૂદા પડે છે. સામા થવાના નિયમનો આશ્રય લેવાથી આત્મસંયમનો પાઠ મનુષ્યો કેવી રીતે શિખી શકે અથવા બીજાને શિખવી શકે ? ખરૂં કહીએ તો આ પ્રતિરોધના નિયમનો આશ્રય લેવાથી કોઇ મનુષ્ય ઉમદા સ્વભાવનો બનતો નથી, અથવા મદદ પામતો નથી, પણ ઘણા મનુષ્યો દુઃખી થાય છે અને દરેક રીતે ગરીબ બને છે.

એક પ્રજાના બીજી પ્રજા સાથેના સંબંધને આપણે આ નિયમ લાગુ પાડીએ. એક પ્રજા બીજી પ્રજાને નુકશાન કરે છે: બીજી પ્રજા વેર લે છે. માફી માગવાનું કહેવામાં આવે છે, તે ના પાડવામાં આવે છે, લડાઇ જાગે છે, અને તેના કેવાં ભયંકર પરિણામ આવે છે, તે સર્વની જાણમાં છે. 'પરિણામ જો સારૂં આવતું હોય તો ખોટું કામ કરવામાં હરકત નહિ' એવી નીતિનો જ્યાં ત્યાં આશ્રય લેવામાં આવે છે. સામા નહિ થવાના નિયમને બાયલો, નિર્માલ્ય અને અવ્યાવહારિક ગણવામાં આવે છે. લોકો કહે છે કે સઘળું લડવાથીજ મળે છે; ત્યારે શું લડવા સિવાય બીજો કોઇ માર્ગજ નથી ?

They that take the sword, shall perish by the sword. જેઓ તરવાર ઉગામે છે, તેઓ તરવારથીજ નાશ પામશે. તરવારના બળ વડે રાજ્યો અને પ્રજાઓ હસ્તિમાં આવી છે, તેજ બળવડે તેઓએ રાજ્ય કર્યું છે, અને તેના વડેજ નાશ પામી છે. તેવાં રાજ્યો હાલ ક્યાં છે ? પડઘો વાગે છે કે ક્યાં છે ? જો આપણે ઉંચી દૃષ્ટિથી જોઇએ તો આપણને જણાશે કે હજુ પ્રજાઓ બાલ્યાવસ્થામાં છે. તે બાળકોની માફકજ સામા થવાનો માર્ગ અંગીકાર કરે છે; બાળકોની માફકજ ભૂલો કરે છે, તે છતાં અનંતજ્ઞાન અને દયાનો ભંડાર પરમાત્મા આ ભૂલી ભમતી મનુષ્યજાતિને સીધે માર્ગે ધીમે ધીમે દોરી જાય છે. સામા થવાના નિયમના કેવાં પરિણામ આવે છે, એ આપણે ખુલી રીતે અને ટુંકાણમાં જોઇ ગયા. આ બધાં સંજોગોમાં આત્મસંયમનો બિલકુલ આશ્રય લેવામાં આવ્યો

નથી. આપણને લાગે છે કે આ બધી પદ્ધતિમાં કાંઇક ખોટું છે. ખરેખર આપણને બધાને આત્મસંયમની જરૂર છે. આપણને અત્યાર સુધી સામા થવાનો નિયમજ શિખવવામાં આવ્યો છે. ત્યારે હવે બીજે માર્ગે લડવું, કારણ કે લડયા વિના તો છુટકો નથી.

આ પ્રશ્નનો જવાબ આપતાં પહેલાં આધ્યાત્મિક ઉન્નતિને આ નિયમ કેવી રીતે લાગુ પડે છે તે આપણે વિચારીએ.

ધારોકે એક માણસ ગરમ સ્વભાવનો છે. કાંઈક ક્રોધનું કારણ બને છે. તે ઘણો ક્રોધે ભરાય છે. પણ તે ક્રોધની સામે થાય છે, ને તેને વશ કરવાને મથે છે. આ રીતે તે ક્રોધને વશ કરી શકતો નથી, કેવળ થોડા વખતને માટે તે દાબી રાખે છે. આવી સ્થિતિમાં તે ક્રોધ બીજે કોઇ માર્ગે પ્રદર્શિત થાય છે. તેણે ક્રોધને દાબ્યો છે, પણ તે દબાયેલો ક્રોધ દ્વેષ અને અણગમારૂપે પ્રકટ થાય છે. આવી રીતે સામા થવું એટલે દબાવવું, અને આવું દબાણ કોઇ પણ માર્ગે પ્રકટ થાય છે. ક્રોધ દાબવાથી મનુષ્યનું શરીર માંદું પડે છે. અને આધ્યાત્મિક ઉન્નતિ અટકી પડે છે. કોઇ પણ લાલચ, દોષ કે પાપના સામા થવાથી અથવા તેને દાબવાથી તેનો નાશ થતો નથી. આવો મનુષ્ય નિરંતર ભયમાં રહે છે, કારણકે કઇ પળે તે પાપ, દોષ કે લાલચ પોતાનું સ્વરૂપ પ્રકટ નહિ કરે, તે કોણ કહી શકે ? દાબવાથી અથવા બહારથી અંકુશ મૂકવાથી લાલચ, દોષ કે પાપ નાશ પામતાં નથી. થોડા વખતને માટે કદાચ દબાઇ જાય, પણ તે દબાણ આત્મસંયમ નથી; જોસભેર વહેતા પાણીના પ્રવાહને અટકાવવા માટીની દીવાલને બાંધવામાં આવે તો થોડો વખત તે પાણી વહેતું અટકે, પણ વખત જતાં તેનું જોર એટલું બધું વધી જાય કે તે દીવાલને તોડી તેના સંચિત કરેલા સમગ્રબળથી આગળ ધસે.

અંદરના હલકા સ્વભાવને દાબવાનો પ્રયત્ન કરવામાં જે સમય જાય છે, તેનો પોતાના આત્મિક વિકાસ વાસ્તે, મનુષ્ય ધારેતો, બહુજ સદુપયોગ કરી શકે. ઘણા મનુષ્યો પોતાના અમુક વિકારોને

દાબવાને આખી જીંદગી સુધી પ્રયત્ન કરે છે, પણ તેમાં ફતેહ પામતા નથી,

સામા થવું એ આપણો સ્વભાવ થઇ પડયો છે. આપણે સંજોગોની, બીજા મનુષ્યોની, ઇશ્વરની ઇચ્છાની સામા થઇએ છીએ. આપણા ધાર્યા પ્રમાણે સંજોગો મળતા નથી, તેથી આપણે લાત મારીને ઉભા રહીએ છીએ. રેલ્વે ગાડીમાં કોઇ બેસવા આવે તો જગ્યા છતાં આપણે સામા થઇએ છીએ. અને નાછુટકે બીજાને અંદર આવવા દેઇએ છીએ; શું આ બધા પ્રસંગોમાં આપણે આત્મ-સંયમનો માર્ગ અનુસરીએ છીએ? કેટલાક એમ જવાબ આપશે કે "આપણે દુનિયામાં રહીએ છીએ, માટે દુનિયા જેવી રીતે આપણી સાથે ચાલે તેવી રીતે આપણે તેમની સાથે ચાલવું જોઇએ." આવા વિચાર કરનારા કેવળ વિચારશૂન્ય છે. ઉચ્ચજીવન શું તેનો તેમને બિલકુલ ખ્યાલ નથી, જે લોકો ગાડરીઆ પ્રવાહ પ્રમાણે–લોકવાસના પ્રમાણે–ચાલવા માગતા હોય તો તે ભલે ચાલે, પણ જેઓ એમ માને છે કે આ જગતમાં નવોયુગ આવતો જાય છે, અને હવે આપણે બાળક મટી મનુષ્યદશામાં આવવાની તૈયારીમાં છીએ, તેમને માટે આ સઘળો બોધ છે. માટે હે બંધુઓ! હવે બાલિશતાને તજી દો; તમારી મનુષ્ય તરીકેની જોખમદારી સમજો અને આત્મસંયમનો માર્ગ સ્વીકારો. વિકારોની સામા થવાથી આપણે ઉપર જણાવી ગયા તેમ થોડા સમયને માટે વિકારો દબાયલા રહેશે, પણ તે આત્મસંયમ નથી. અંદરની લાગણીઓ ગમે તેવી હોય, પણ બહારથી સંયમ કર્યો એટલે બસ, એવું માનનારા હજુ બાળકો છે. ભગવદ્ગીતા આવા મનુષ્યોના સંબંધમાં કહે છે કેઃ—

**कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचार स उच्यते ॥**

જે મનુષ્ય બાહ્ય કર્મેન્દ્રિયોને દબાવીને બેઠા છે, પણ મનથી

ઇન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરી રહ્યો છે તે મૂઢ આત્મા છે, અને તે મિથ્યાચારી ઢોંગી છે. આત્મસંયમ એટલે સંપૂર્ણ કાબુ; તેવો મનુષ્ય ભિન્ન ભિન્ન વિકારો અને લાગણીઓના આવેશમાં કદાપિ ઘસડાય નહિ. સામા થવાનો–પ્રતિરોધનો નિયમ હાલની સર્વ પ્રજાઓનો બધાં રાજ્યોનો, જંગલી તેમજ કહેવાતા સુધરેલા કાર્યનો નિયમ છે. આ દુનિયામાં તે સર્વવ્યાપી લાગે છે, પણ તે ઇશ્વરી નિયમ નથી. જે ઇશ્વરી છે, તે સ્થાયી છે, અને વૃદ્ધિ પામ્યાજ કરે છે. પણ હાલની સ્થિતિમાં આખા જગતમા બળથી જીતવાનો નિયમ ચાલુ છે.સ્ત્રીઓને હક્ક નહિ આપવા એ સંબંધી જે દલીલો રજુ કરવામાં આવે છે, તેમાંની એક દલીલ એવી છે કે સ્ત્રીઓ શરીરની અપેક્ષાએ પુરૂષો કરતાં વધારે નિર્બળ છે; અને તેટલા માટે પોલીસ કે લડાયક સીપાઇનું કામ કરી શકે નહિ, પોતાના દેશના રક્ષણ માટે લઢી શકે નહિ, માટે તેમને દેશના કોઇ પણ કામકાજમાં વોટ –મત આપવાનો હક્ક નથી. બળ સિવાય વસ્તુ પ્રાપ્ત કરવાના બીજા પણ માર્ગ છે, તેનો આવી દલીલ લાવનારાઓને બીલકુલ ખ્યાલ નથી. જેમ જેમ આ પ્રતિરોધના નિયમનો અભ્યાસ કરીએ છીએ તેમ તેમ આપણને લાગતું જાય છે કે આ નિયમનો આશ્રય લેવાથી અમુક વખતને વાસ્તે કે અમુક અંશે આપણે આપણા વિકારો કે મનુષ્યોને વશ કરી શકીએ, પણ તેથી ખરો વિજય મળતો નથી.

ત્યારે હવે શું બીજો કોઇ માર્ગ છે ? હા બીજો એક માર્ગ છે કે જે મહાત્મા ક્રાઇસ્ટે પૂર્ણ જોરથી શિખવ્યો છે, અને તે સામા નહિ થવાનો છે. આ સિદ્ધાંતને જગત્ આગળ રજુ કરતાં લોકો એકદમ કહેવા લાગશે કે આ નિયમ તો મનુષ્યને તાબે થવાનું, બાયલાપણું અને તદ્દન ગુલામવૃત્તિ શિખવે છે. સામા નહિ થવાના નિયમનું રહસ્ય શું છે તે નહિ સમજવાથી લોકો આવા આક્ષેપો મૂકે છે. સામા નહિ થવું એ ઇશ્વરી નિયમ છે, અને જેઓનો આધ્યાત્મિક સ્વભાવ ખીલ્યો હશે, તેઓજ તેનું ખરૂ રહસ્ય સમજી

શકશે. મહાત્મા ક્રાઇસ્ટ કહે છે કે:—If thine enemy hunger feed him; if he thirst give him drink " જો તારો શત્રુ ભૂખ્યો હોયતો તેને ભોજન આપ, અને જો તે તરસ્યો હોય તો તેને પાણી આપ.'

જો આ પ્રમાણે કરવામાં આવે તો શું તે શત્રુ રહેશે? પ્રતિરોધનો નિયમ The doctrine of resistance આપણને આવે વખતે જણાશે કે–" તેને મારો, તે ભૂખ્યો અને તરસ્યો છે, માટે નિર્બળ છે. ઠોકો, કારણકે તમને આવો સારો પ્રસંગ બીજો કોઇ મળશે નહિ. તમે તમારા શત્રુને જીતી શકશો." પણ અપ્રતિરોધનો નિયમ (The doctrine of non-resistance) આજ સ્થળે જણાવે છે કે " તે ભૂખ્યો અને તરસ્યો છે, માટે નિર્બળ છે, તે તંગીમાં આવી પડેલો તારો બંધુ છે. તેની તંગી પૂરી પાડ."

આ બન્ને નિયમની શી અસર થાય છે તે તપાસો. જે મનુષ્ય શત્રુને જીતવાના હેતુથી તેને મારે અને કદાચ મારી પણ નાખે, છતાં હજુ તે તેને શત્રુ તરીકે લેખશે. તેણે ફક્ત તેને દબાવ્યો છે. અને તેને દાબવા જતાં દ્વેષ અને વેરને વશ થઇ પોતાનો આત્મ-સંયમ ખોયો છે.

બીજા નિયમને અનુસરનારની હકીકત તપાસીએ–તો તે મનુષ્ય પોતાના શત્રુની તંગીઓ પુરી પાડીને, અને તેને મિત્ર તરીકે ગણીને તેને સર્વથા જીતી લે છે. હલકા પ્રકારની વૃત્તિઓ હૃદયમાં નહિ રાખીને તે આત્મસંયમ પ્રાપ્ત કરે છે, બન્ને લડે છે; એક શરીરની તરવારથી લડે છે; અને બીજો આત્માની તરવારથી લડે છે.

વળી અહીં એક પ્રશ્ન થાય છે કે " આપણી લાલચોની સામા થયા સિવાય આપણે તેની સાથે કેવી રીતે લડી શકીએ? જો આ-પણે સામા નહિ થવાના નિયમનો આશ્રય લઇએ તો શું! આપણે તે લાલચોને તાબે થવું જોઇએ? તો પછી લાલચો સામે લડવું શી રીતે?

અમુક લાલચની સામે થવાથી આપણે તે લાલચને બળ આપીએ છીએ. લાલચને વશ કરવી છે એ વિચારમાંજ લાલચનું પ્રતિબિંબ આપણા હૃદય આગળ ખડું થાય છે, અને લાલચને વશ કરવાનું કામ ઘણું કઠિન બને છે, માટે તે લાલચના વિરોધી સદ્‌ગુણનો વિચાર કરો; તેનુંજ ધ્યાન કરો, તે પ્રમાણેજ વર્તો; લાલચ છે જ નહિ એવી વૃત્તિ રાખો. લાલચનો વિચાર સરખો પણ ન કરો, એટલે લાલચ બળ નહિ મળવાથી ધીમે ધીમે ઓછી થતી જશે એક લીંટી કાપવાથી ટુંકી થતી નથી, પણ તેની બાજુએ લાંબી લીંટી કરવાથી તે ટુંકી થઈ જાય છે. તેમ લાલચો અને વિકારોની સામે થવાથી લાલચો અને વિકારો પર જય મેળવાતો નથી. પણ તેના વિરોધી સદ્‌ગુણોનો આશ્રય લેવાથી સ્વયમેવ તે લાલચોને નાસવું પડે છે. એક નવો શિષ્ય લાલચો અને વિકારોથી દોરાતો હતો. તેણે પોતાના ગુરૂને તેમાંથી મુક્ત થવાનો માર્ગ પૂછયો. ગુરૂએ નીચે પ્રમાણે જવાબ આપ્યો:—

"જે આપણી કસોટી કાઢે છે તેવા વિકારોને દૂર કરવા બે માર્ગ છે, એક માર્ગ કહે છે કે તેને ધક્કો મારી કાઢી મૂકો અને બીજો માર્ગ કહે છે કે તેને હિસાબમાંજ ન ગણો ધક્કો. મારીને કાઢી મૂકવામાં બળ જોઈએ છીએ, જે સામાન્ય મનુષ્યમાં ભાગ્યેજ માલૂમ પડે છે. પણ તેને હિસાબમાંજ નહિ ગણવામાં થાક લાગતો નથી અને જોખમ નથી. તે માર્ગ બહુ સાદો છે અને સર્વના હાથમાં છે, તેને ધક્કો મારી કાઢી મૂકવામાં કાંઇક તેના તરફથી લાગણી અથવા ભય રહેલો છે. તેને પડતો મૂકવામાં તેના તરફની બેદરકારી અને તિરસ્કાર સૂચવે છે. મારા વચનમાં વિશ્વાસ રાખજે. આ રીતનો ઉપયોગ કર. અને સેતાન તારી પાસેથી નાસશે."

આ શબ્દોને વિશેષ સ્પષ્ટીકરણની જરૂર છે. ધારોકે તમે ઘણા વખતથી જેને તમારો મિત્ર ગણાતા હતા તે તમારો શત્રુ છે એવું તમને જણાય છે. તે મિત્ર દરરોજ તમારે ત્યાં આવતો હતો, તમારા

દિવાનખાનામાં ઘરના મનુષ્યની માફક વર્તતો હતો. તમારા ઘરનો તમારી માફક માલિક હોય એમ વર્તતો હતો. કેટલીકવાર તો તમારી ઇચ્છા પ્રમાણે નહિ પણ તેની ઇચ્છા પ્રમાણે ઘરનો સર્વ વહીવટ ચાલતો હતો. હવે તમને લાગે છે કે તે મિત્ર નહિ પણ મિત્રરૂપમાં શત્રુ છે. તમારે તમારા ઘરમાંથી તેને દૂર કરવો છે, હવે તમે કયો માર્ગ અંગીકાર કરશો ? શું તમે તેને ધક્કો મારીને તમારા ઘરમાંથી તેને કાઢી મૂકશો ? કદાપિ નહિ, તમે તેમ કરી શકશોજ નહિ. તમે તેને ધક્કો મારશો તો તે તમને સામો ધક્કો મારશે; કારણકે તે તમારા ઘરનો ઘણા વખતનો ભોમીઓ છે; તેને દૂર કરવાનો સરલ માર્ગ એજ છે કે, તે તમારે ત્યાં આવી બેસે ત્યારે તેની તરફ બીલકુલ લક્ષ આપતા નહિ. તમે બીજા કામમાં તમારૂં લક્ષ દોરવો, તે છતાં તે તમારે ત્યાં આવ્યે જશે, પણ જેમ જેમ દિવસ જતા જશે અને તમને વારંવાર બીજા કામમાં રોકાયેલા જોશે. તેના તરફ બીલકુલ ધ્યાન નહિ આપતા જોશે, એટલે ધીમે ધીમે તેનું તમારે ત્યાં આવવું ઓછું થશે અને લાંબા વખત પછી તે તમારે ત્યાં આવતો બિલકુલ બંધ થઇ જશે.

આ દાખલો આપણે આપણા વિષયને લાગું પાડીએ, તમારો શત્રુરૂપે રહેલો મિત્ર તે તમારો અમુક દોષ કે મનોવિકાર કે લાલચ છે, ઘણા વખતથી તે તમારા હૃદયરૂપી દીવાનખાનામાં આવે છે, તમે તેને વશ થયેલા છો, હવે તમે સમજો છો કે તે તમારો શત્રુ છે. તેને દૂર કરવાને સુગમ માર્ગ એ જ છે કે તે દોષ કે લાલચ કે પાપ બદલે તેના પ્રતિસ્પર્ધી સદ્દગુણનો વારંવાર વિચાર કરો, થોડા સમય સુધી તે તમારો શત્રુમિત્ર હૃદયમાં આવશે;પણ જ્યારે તેના તરફ તમે લક્ષ નહિ આપો, તેને ગણશો નહિ, તે જાણે છેજ નહિ એવી રીતે વર્તશો, ત્યારે તે તમારાથી દૂર ખસવા માંડશે. આ બધો વખત તમે સદ્દગુણનો આશ્રય લીધા કરો, તેનું બળ જેમ જેમ વધતું જશે તેમ તેમ આ વિકારો તમારા હૃદયમાં વસવાનું છોડી બીજે સ્થળે ચાલ્યા જશે.

ત્યારે આ બધાનો સાર એ નીકળે છે કે શત્રુ લડવા યોગ્ય છે, એમ માનવાને બદલે શત્રુ તરફ દુર્લક્ષ કરી આપણું બળ વધાર્યા કરવું. મહાત્મા ક્રાઇસ્ટની માફક આપણે પણ લાલચોને કહેવું કે "Get thee behind me Satan." સેતાન ! પછવાડે ચાલ્યો જા.

આત્મસંયમ ખીલવવાને દરરોજ આપણને અનેક પ્રસંગો મળે છે. એવા થોડાજ મનુષ્ય હશે કે જેમના જીવનમાં ચિંતા અને ઉદ્વેગના પ્રસંગ નહિ આવતા હોય. આવે સમયે તે ચિંતાની સામે લડવાને બદલે તેને નજીવી ગણી દુર્લક્ષ કરવું એ તેને જીતવાનો ઉત્તમ ઉપાય છે. જગતમાં જે અડચણો આવે છે, તેના સંબંધમાં કેટલાક બબડયા કરે છે. તે બાબત લોકોને જણાવે છે. તે અડચણને મોટું રૂપ આપી તેને પર્વતતુલ્ય બનાવે છે. તે પર્વતના ભાર નીચે પોતે કચરાઈ જાય છે; ત્યારે બીજા પ્રકારના પુરૂષો અડચણો અનિવાર્ય હોય તો તે અડચણોમાંથી મુક્ત થવાનો માર્ગ શોધે છે, અને તેમાંથી બહાર જઇ શકે છે. પહેલા પ્રકારના મનુષ્યો અડચણને શત્રુ તુલ્ય માની લડવા તૈયાર થાય છે, ત્યારે બીજા પ્રકારના મનુષ્યો શાંતિ જાળવી રાખી અડચણમાંથી છૂટા થવાનો માર્ગ શોધી કાઢે છે. આજ પ્રમાણે પારકાએ કરેલી નિંદા આપણને હેરાન કરી શકશે નહિ, આ સંબંધમાં બુદ્ધ ધર્મમાં એક સ્થળે લખેલું છે કે, લોકો નિંદાના તીરો ફેંકે છે, જમીનપર પડે છે, તેને આપણે ઉંચકી લેઇએ છીએ, આપણી છાતી સાથે બાંધીએ છીએ, અને પછી કહીએ છીએ કે મને તીર વાગ્યું. તેજ પ્રમાણે આપણે બીજાએ કરેલી નિંદાના શબ્દો આપણે બીજા આગળ ઉચ્ચારીએ છીએ, અને આ રીતે આપણા દુ:ખમાં ઉમેરો કરીએ છીએ.

આ સિદ્ધાંત ઘણા મનુષ્યોને નવીન લાગશે, સામા નહિ થવાનો સિદ્ધાંત હાલની હરિફાઇના જમાનામાં ઘણાકને વિચિત્ર લાગશે. આવો સિદ્ધાંત ઘણા ધર્મગુરૂઓએ ઉપદેશ્યો છે, મહાત્માઓએ તેને અમલમાં મૂક્યો છે. હવે સમય આવી પહોંચ્યો છે કે

જ્યારે આ નવીન સંદેશો કહેવો જોઇએ. 'જેમને કાન હશે તે સાંભળશે.' તેવા કાન ધરાવનાર પુરૂષોને ઉદ્દેશી આ લેખ લખવામાં આવ્યો છે. સામે નહિ થવાનો–પ્રેમનો નિયમ એ ઉચ્ચ નિયમ છે, અને તે વિશ્વમાં વિજયવંત થાય એવી ભાવના સાથે, તે પ્રેરનાર મહાત્માને નમસ્કાર કરી આ પ્રકરણ પૂર્ણ કરવામાં આવે છે.

## પ્રકરણ ૧૨ મું.

# મૌનનો પ્રભાવ.

જગતની દોડધામ, ઉતાવળ, અને ઘોંઘાટમાં આપણે એટલા બધા ગરક થઈ ગયા છીએ કે મૌનને વાસ્તે આપણને જરા પણ સમય નથી. મૌનમાં અવાજ કરતાં વિશેષ મહત્ત્વ રહેલું છે, તેનો આપણને બીલકુલ અનુભવ નથી. મનુષ્ય પોતાની વૃત્તિઓ, પોતાના વિચારો સાકાર કરવાને બહુજ આતુર હોય છે. જંગલના, એકાંતવાસના, પર્વતના શિખરના, ઝરણના અને એવા શાંત પ્રદેશોના મૌનમાં જે ગંભીરતા અને ભવ્યતા રહેલી છે, તેની નિરંતર શહેરની ધમાલવાળી પ્રવૃત્તિમાં રમનારાઓને ક્યાંથી ખબર હોય ?

જેઓ વિચાર રહિત છે, અને જેઓની ભાવનાઓ ઉંચે ઉડી શકે તેવી હોતી નથી, તેઓ તો બહારના ઘોંઘાટથી અંજાઇ જાય છે. પણ જેઓ વિચારશીલ છે, અને ભાવનાવાદી છે, તેઓ તો મૌનના પ્રશંસક હોય છે. આંતર શાંતિ મેળવવાને ઉમદા ચારિત્રવાળા પુરૂષોએ ઘણી વાર બહારના શાંત પ્રદેશોનો આશ્રય લીધો છે, એના આપણને ઘણા પુરાવા મળી આવે છે.

જગતના ઘણા જીવોને મૌન પસંદ નથી, કારણ કે જેઓ અપવિત્ર છે, અને જેઓના વિકારો સ્વાધીન નથી, તેઓ તો પોતાના

હૃદય તરફ દૃષ્ટિ નાખી શકતા નથી. તેઓને જગતની ધમાલ અને બહારની પ્રવૃત્તિઓ બહુ રુચિકર લાગે છે, કારણ કે તેથી આંતરની શાંતિ દબાઈ જાય છે, અને તેઓ આંતરશાંતિ–મૌનથી બહુજ ડરે છે. કેદી લોકોને એકાંતવાસની સજા આ કારણથી બહુ ત્રાસદાયક લાગે છે. તેઓ એકાંતવાસની સજા ભોગવવા કરતાં બીજું સખ્ત કામ કરવા ખુશી બતાવે છે, પણ જેઓ પવિત્ર છે, જેઓના વિકારો સ્વાધીન છે, પણ તેઓ તો એકાંતવાસજ મૌનજ પસંદ કરે છે, કે જ્યાં તેઓ પોતાના સ્વરૂપ વિષે પોતાના સ્વભાવ વિષે અને પોતાના ગુણ દોષ વિષે બરાબર ચિંતન કરી શકે. તેઓ બાહ્ય શાંતિને ચ્હાય છે, કારણ કે તે તેમના આંતર વિકારોને વશ કરવામાં મદદગાર થાય છે.

જેમ જેમ મનુષ્ય આંતર શાન્તિ રાખવાને સમર્થ થતો જાય છે, તેમ તેમ તેના પોતાનામાં કોઈ નવી શક્તિ આવતી હોય, એવું તેને ભાન થાય છે; અને આ શક્તિ તે તેના બોલેલા શબ્દો કરતાં પણ વિશેષ પ્રબળ હોય, અને વધારે ઉચ્ચ પ્રકારની હોય એમ એને લાગવા માંડે છે. મનુષ્યો મૌન રાખી શકતા નથી, કારણ કે તે પોતાનું હુંપણું–અહંકાર દર્શાવવા લાગે છે. દરેક બાબતમાં પોતાનુ વ્યક્તિત્વ પ્રદર્શિત કરવાનો તેમનો સ્વભાવ થઇ ગયો છે. માટે જેઓ પોતાના હુંપણાને–અહંકારને દાબવા માગતા હોય તેઓજ આ મૌન ધારણ કરી શકે. વાણીનો સંયમ અતિ કઠણ છે. કોઇ પણ વાત ચાલતી હોય ત્યારે આપણો અભિપ્રાય દર્શાવવાને આપણે ઘણાજ આતુર હોઈએ છીએ. બીજા મનુષ્યનું વચન પુરૂં સાંભળવા પૂર્વે તો આપણે આપણો અભિપ્રાય પ્રકટ કરી દઇએ છીએ.

જે ખરો જ્ઞાની પુરૂષ છે, તે તો પોતાના શત્રુની સાથે પણ દિલસોજી રાખી શકે છે. જ્યારે તેના શત્રુઓ તેના પર ગાળોનો વરસાદ વરસાવે અથવા તેની નિંદા કરે છે ત્યારે તેના જવાબમાં એક પણ અક્ષર બોલતો નથી. કારણ કે તે જાણે છે કે તેઓ તેઓના સ્વભાવ પ્રમાણે વર્તે છે.

વોલ્ટ વ્હીટમેનના કોઇ કાવ્ય ઉપર ભારે ટીકા કરવામાં આવી હતી. તે વાંચ્યા પછી તેણે પોતાના એક મિત્ર આગળ કહ્યું; "તેઓ તેમના દૃષ્ટિ બિંદુથી ખરા છે." આ પ્રમાણે ખરો જ્ઞાની પુરૂષ પોતાના દૃષ્ટિબિંદુ વાસ્તે બીજાઓ જોડે યુદ્ધમાં ઉતરતો નથી, પણ તે સામાના પોતાના શત્રુના પણ દૃષ્ટિબિંદુને ઉદાર ભાવથી સમજી શકે છે, આથી તે અનેક પ્રકારના માનસિક ઉદ્વેગ અને દુઃખથી બચે છે. તે પોતાના શત્રુને સામા થઇને નહિ પણ સામા થયાવિના જીતે છે. યુદ્ધથી નહિ પણ પ્રેમથી તે જીત મેળવે છે. જ્યારે તેની નિંદા કરવામાં આવી હોય, તેને હેરાન કરવામાં આવ્યો હોય, અથવા તેની હાંસી કરવામાં આવી હોય, તે વખતે જે મૌન ધારણ કરે છે, તે મૌનમાંજ તેનો પ્રેમ પૂર્ણ જોશથી પ્રકટી નીકળે છે.

જે મનુષ્ય કજીઆખોર, કલહપ્રિય અને સામે થનારો છે, તે પોતાના શત્રુઓ સાથે બગાડે છે, એટલુંજ નહિ પણ તેના મિત્રો સાથે પણ તેને બનતું નથી. પોતાની કઠોર અને ધોંધાટવાળી જીભથી પોતાના શત્રુઓનો વિરોધ વધારે છે, એટલુંજ નહિ પણ પોતાના મિત્રોને શત્રુના રૂપમાં ફેરવી નાખે છે. પણ જે જ્ઞાની છે, તે પ્રેમપૂર્ણ મૌન ધારણ કરે છે, જેથી મિત્રોનો તેના વિષેનો સદ્ભાવ વધે છે, એટલુંજ નહિ પણ તેના શત્રુઓ પણ તેના મિત્ર થતા આવે છે.

ચીનના મહાત્મા કોન્ફ્યુસીઅસમાં આ પ્રેમપૂર્ણ મૌનનો પ્રભાવ એટલો બધો હતો કે તેનો કોઇ પણ શિષ્ય કદાપિ તેનાથી વિમુખ થયો હોય, અથવા તો તેને છોડીને ચાલ્યો ગયો હોય, એમ બન્યું નથી. બુદ્ધ ભગવાને પણ ઘણી વાર પોતાની આ શક્તિવડે ઘણા કટ્ટા શત્રુઓને પ્રેમાળ મિત્રો, અને પોતાના પરમ ભક્તો બનાવ્યા છે. તેઓ પણ એક અક્ષર બોલ્યા વિના ફક્ત પ્રેમપૂર્ણ મૌનની દૃષ્ટિ તે મનુષ્યો તરફ રાખીને આ કામ કરી શકતા હતા.

જીસસ મહાત્માનું મૌન પણ પ્રસિદ્ધ છે. જે વખતે તેમની નિંદા અને હાંસી કરવામાં આવી, તે વખતે તેઓ પોતાના બચાવમાં એક

પણુ શબ્દ બોલ્યા ન હતા, પણ અત્યારે બે હજાર વર્ષ પછી તે મૌન પ્રશંશાને પાત્ર ગણાય છે.

જ્ઞાની પુરૂષોના શબ્દો બહુ કીમતી હોય છે, પણ પૂર્ણ જ્ઞાની અને આંતર પ્રતિભાવવાળા પુરૂષોનું મૌન પણ તેટલુંજ, કેટલીક વાર તેથી પણ વધારે, કીંમતી હોય છે.

તેટલા માટેજ કહેવત નીકળી છે કે ' વાણી રૂપેરી છે, અને મૌન સોનેરી છે " અથવા ' ન બોલ્યામાં નવ ગુણ ' એ ખુલ્લું છે.

ઉતાવળ અને ધમાલના, હરીફાઈ અને સ્પાર્ધાના વરાળથી પૂર્ણ જોસથી ચાલતા યંત્રવાળા, રાજકીય, ધાર્મિક અને સાંસારિક ગરમાગરમ ચર્ચાઓના આ જમાનામાં જીવનનું સમતોલપણું સાચવવાને કોઈ કોઇ વાર મૌનનો આશ્રય લઇ આ બધા પ્રશ્નો તરફ તટસ્થ દૃષ્ટિથી જોતાં આપણે શીખવું જોઇએ. બહારના વૈભવનો અને સ્થુલ દોલતનો એટલો બધો ઘોંઘાટ હોય છે કે સામાન્ય મનુષ્ય તો તેનાથી ખેંચાયા વિના રહેજ નહિ. માટે જો આંતર શાંતિ મેળવવી હોય તો કોઈ કોઇ વાર એવા સ્થાનોમાંથી એકાદ અઠવાડીયું પણ દૂરના સ્થાનમાં જઇ રહેવાની જરૂર છે, જેથી કાંઇક શાંતિ મળી શકશે. જેઓએ આંતર શાંતિ અનુભવી છે, અને જેઓ બહારની ધમાલ, હરીફાઇ, મારામારી, વાદવિવાદ વચ્ચે પણ પોતાના મન ઉપર પૂર્ણ સંયમ રાખી શકે છે, તેવા મનુષ્યો વાસ્તે આ બોધ નથી. કારણ કે તેઓ તો ગમે તે સમયે હૃદય મંદિરમાં પ્રવેશ કરી શાંતિ અનુભવી શકે છે.

વાતો કરવી અને ઘોંઘાટ કરવો એ કામ સરલ છે, સામા થવું અને કજીઓ કરવો એ પણ એટલુંજ સ્વાભાવિક છે. દરેક ગુલામ પણુ તેમ કરી શકે. દરેક જંગલી પશુ પણ તે કામ કરી શકે. આ ઉપરથી ખરા બળનું માપ નીકળતું નથી. આ ઉપરથી કદાચ મનુષ્યમાં પશુ બળ કેટલું છે, તેનો ખ્યાલ આવી શકે, પણ શાંત અને

જીતેંદ્રિય થવું, ઉશ્કેરે તેવા પ્રસંગોમાં પણ મૌન ધારણ કરવું; આ અપૂર્વ આંતર બળના-અનુપમ વિકાસના-પ્રબળ પુરાવા છે.

આ મૌનનો એટલો બધો પ્રભાવ છે કે તે મૌન ધારણ કરનારમાં બળ અને શાંતિ આવે છે, એટલુંજ નહિ પણ તેની સાથે સંબંધમાં આવનારા મનુષ્યને પણ તે બળ અને શાંતિનો કેટલેક અંશે અનુભવ થાય છે.

આ મૌનનો પ્રભાવ બતાવવાને કોઇ પણ જાતનો પ્રયત્ન કરવામાં ન આવે, તે છતાં પણ જે જ્ઞાન અને નિરહંકારપણાથી તે ઉદ્દભવે છે, તે તો તેનામાં વિદ્યામાન હોય છે.તેથી આવા આત્મજ્ઞાની અને મૌની પુરૂષના સંબંધમાં આવનાર મનુષ્યો પણ તેની સમીપમાં રહીને શાંતિ અને સુખ અનુભવે છે.

સારા શબ્દો મનુષ્યના હૃદયમાં પ્રવેશ પામી તેને સારાં કામ કરવા પ્રેરે છે, પણ પ્રેમ અને જ્ઞાનપૂર્ણ મૌન તો છેક ભીતરમાં પ્રવેશ કરે છે. કારણ કે તેથી મનુષ્યને પૃથ્વી ઉપર વસવા છતાં સ્વર્ગીય શાંતિનો અનુભવ થાય છે.



## રૂ. ૦—૧૨—૦ દિવ્યજીવન. બાર આના.

વિચારનો પ્રભાવ બતાવી તે દ્વારા મનુષ્યને સુખ, શાંતિ, આનંદ, આરોગ્ય અને નવું જીવન આપનાર, તેમજ આંતર જીવનના અનેક અટપટા પ્રશ્નનો સ્પષ્ટ શબ્દોમાં ખુલાસો આપનાર અપૂર્વ ભોમીઓ. આ ગ્રંથના અઢાર પ્રકરણોમાં નામ વાંચવાથી આ ગ્રંથની ઉપયોગિતા સમજવામાં આવશે.

| | |
|---|---|
| (૧) સુખનો રાજમાર્ગ | (૨) શુભ માર્ગમાં પ્રયાણ |
| (૩) ટેવનું પ્રાબલ્ય | (૪) ભય અને ચિંતા |
| (૫) મનુષ્યનું સામર્થ્ય | (૬) આત્મદશાનો સાંકડો માર્ગ |
| (૭) ધૈર્ય | (૮) સહિષ્ણુતા |
| (૯) કર્મયોગનો વિજય | (૧૦) સર્વ આનંદરૂપ માનો |
| (૧૧) દુઃખનું રહસ્ય | (૧૨) મન અને શરીરની અન્યોન્ય અસર |
| (૧૩) શારીરિકસ્વાસ્થ્યમાં મનનોહિસ્સો | (૧૪) આદર્શ માનસિક દિવસ |
| (૧૫) શુદ્ધ વિચાર અને તેની આવસ્યક્તા | (૧૬) આંતર અને બાહ્ય જીવન |
| (૧૭) શાંતિ | (૧૮) પરના આશયની તુલના |

ક્રાઉન સોલ પેજી ૧૬૦ પૃષ્ટ. **કિંમત ૧૨ આના.** પાકું પુઠું **એક રૂપિઓ.**

---

## રૂ. ૦—૮—૦ ત્રીજી આવૃત્તિ ગુરૂદર્શન. આઠ આના. ત્રીજી આવૃત્તિ:

તત્ત્વવિદ્યાને આધારે આર્યધર્મમાં માન્ય ગણાતા ઉત્તમ નીતિના સિદ્ધાંતોને પ્રતિપાદન કરનાર. આ પુસ્તક ગાયકવાડી કેળવણી ખાતાએ લાયબ્રેરી તથા ઇનામ માટે મંજુર કર્યું છે, તથા સરકારી કેળવણી ખાતાએ પણ પ્રાયમરી સ્કુલોમાં લાયબ્રેરી માટે મંજુર કર્યું છે. તેનું હિંદી ભાષામાં ભાષાંતર થયું છે, અને ટુંક મુદતમાં તેની બે આવૃત્તિઓ થઈ છે. તેમાં **દાન, શીલ, વૈરાગ્ય, ક્ષમા, વીર્ય, ધ્યાન અને જ્ઞાન** એ સાત સદ્દગુણો ઉપર ઉત્તમ રીતે વિવેચન કરવામાં આવ્યું છે, કીંમત ૦–૮–૦.

# મણિલાલ. ન. દોશીએ રચેલાં પુસ્તકો.

| | |
|---|---|
| ધર્મ બિન્દુ | ૨—૦—૦ |
| દિવ્યજીવન | ૦—૧૨—૦ |
| ગુરૂદર્શન | ૦—૮—૦ |
| મુક્તિનું રહસ્ય | ૦—૩—૦ |
| થિઓશોફી લેખમાળા | ૧—૦—૦ |
| ઉચ્ચ જીવનના નિયમો | ૦—૮—૦ |
| શ્રી બુદ્ધચરિત્ર | ૦—૧૦—૦ |
| દૈનિક ધ્યાનનાં સૂત્રો | ૦—૬—૦ |
| માબાપનું કર્તવ્ય | ૦—૨—૦ |
| શિક્ષા વિનાશિક્ષણ | ૦—૨—૦ |
| ગૃહજીવનની અસર | ૦—૪—૦ |
| બાળરક્ષણ અને બાળ શિક્ષણ | ૦—૨—૦ |
| પ્રભુમય જીવન | ૦—૮—૦ |
| નવીનયુગનો આત્મા | ૦—૮—૦ |
| A Garland of good thoughts | ૦—૧૨—૦ |
| -do-do-પાકું પુંઠું | ૧—૦—૦ |
| શ્રી ગુરૂચરણે | ૦—૧—૦ |
| ચારિત્ર મંદિર | ૦—૮—૦ |
| થિઓસોફી અને કેળવણી | ૦—૨—૦ |
| પ્રભુને નામે | ૦—૩—૦ |
| શ્રદ્ધા એજ જીવન | ૦—૪—૦ |
| થિઓસોફીનાંમુળતત્ત્વો | ૦—૫—૦ |
| ચારિત્ર રચના | ૦—૧—૬ |
| મનુષ્યનું ભવિષ્ય પોતાના હાથમાં | ૦—૧—૦ |
| યોગમાર્ગનો ભોમીઓ | ૦—૧—૦ |
| આત્મ પ્રદીપ | ૧—૦—૦ |
| તારક સંદેશ | ૦—૩—૦ |
| સંયમ સામ્રાજ્ય | ૦—૬—૦ |
| આત્મ નિરીક્ષણ | ૦—૧—૦ |
| પવિત્રતાને પંથે | ૦—૮—૦ |
| પ્રેમ અને સેવા | ૧—૦—૦ |
| સખીને પત્રો | ૦—૪—૦ |

મળવાનું ઠેકાણું: કર્તા પાસેથી, રતનપોળ,

**અમદાવાદ.**